# પ્રયોગમાલા

## નિબન્ધો વ્યાખ્યાનો ચર્ચા આદિ

ઊર્મિ રસ છે નવ્ય જે સત્‌ચિંતના
સાધે બે તેને એકએ વાવતું સુમન

કર્તા
બળવન્તરાય કલ્યાણરાય ઠાકોર

૧૯૨૮

# કર્તાનાં પુસ્તકો

૧ ભણકાર રૂ. ૨-૦-૦ ૨ ઉગતી જુવાની રૂ. ૧-૧૨-૦
૩ દર્શનિયું રૂ. ૧-૪-૦ ૪ કવિતાશિક્ષણ રૂ. ૦-૧૨-૦
૫ અભિજ્ઞાન શકુન્તલા નાટક નવી આવૃત્તિ તૈયાર થાય છે.
૬ પ્લૂટાર્કનાં જીવનચરિતો (પ્રો. હરિલાલ માધવજી ભટ્ટ સાથે)
આ આઠ ચરિતો છુટાંછુટાં ફરી છાપવાની વ્યવસ્થા થવામાં છે.
7 First Madhavrav Peshwa નવી આવૃત્તિ તૈયાર થાય છે.
8 Indian Administration to the Dawn of Responsible Government નવી આવૃત્તિ રૂ. ૬—૦-૦
9 The Text of the Sakuntala રૂ. ૧—૮-૦

## ૧૦ પ્રયોગમાલા

| | |
|---|---|
| મણકો ૧લો: યુનાઈટેડ સ્ટેટ્સ | રૂ. ૦-૧૨-૦ |
| મણકો ૨જો: ઇતિહાસ દિગ્દર્શન | છપાય છે. |
| મણકો ૩જો: અંબાલાલભાઇ | રૂ. ૧—૦-૦ |

૨ પ્રકટ થતાં, પહેલા ૩ મણકાનું એકઠું પુસ્તક
પણ મળશે; પાકું પૂઠું.

| | |
|---|---|
| મણકો ૪થો: પરિપદ્પ્રવૃત્તિ, વિભાગ ૨ જો | રૂ. ૦-૧૨-૦ |
| મણકો ૫મો: લિરિક (પાકું પૂઠું) | રૂ. ૧—૮-૦ |
| મણકો ૬ઠો: વિવેચના | છપાય છે. |

બીજા છ મણકા હવે પછી

ગો. મા. ત્રિ. ની ભાવનાઓ. લખાય છે.

પ્ર યો ગ મા ળા

# અર્પણ



પરમપ્રિય વયસ્યો,

વયવૃત્તિસ્થિતિરુચિના
અરે ભાવનાતણા ભલે મેળ:
મનોમેળ તે મૈત્રી:
બીજા સૌ ભાગ્યના ખેલ.



Let no man dare to
create in art a thing
that he would not
have exist in life.
—Bernard Shaw.

કલાક્ષેત્રમાં સર્વથા તે નિષિદ્ધ
ન જે જીવનક્ષેત્ર કાજે વિશુદ્ધ.

*** શરૂઆતનાં આ ચાર પાનાં કર્તા માટે રા. બચુભાઈ રાવતે
અમદાવાદ કુમાર પ્રિન્ટરીમાં છાપ્યાં. ઈ. સ. ૧૯૨૮

## નિ વે દ ન.

મ્હારાં પ્રાસંગિક ગદ્યલખાણોમાંથી કેટલાંક સંઘરવા જેવાં લાગે છે. પણ એકપુસ્તકી સંગ્રહનો ખર્ચ ઘણો થાય, કીંમતે ભારે રાખવી પડે, વળી એમાંની બધી ચીજ એક સરખી આકર્ષક ઉપયોગી કે ચિરંજીવ હોય નહીં. લેખકનું કાર્ય કીર્તિ ખાટવાના ઊંચા સ્વાર્થનું, નિઃસ્વાર્થી બુદ્ધિપ્રધાન લોકસેવાનું, અગર મૂલ્યવાન બક્ષીસ રૂપે મળેલી શક્તિઓ અને મળતી રહેતી પ્રેરણાઓના ફરજિયાત કે યદૃચ્છા વિકાસવિલાસનું, ગમે તેવું ગણિયે, તેમાં યે પુસ્તક પ્રકાશનની કેટલીક વ્યવહારુ વિગતોને છેક અવગણાય એમ નથી. એટલે આખા સંગ્રહને માટે વિચાર કરી લેતાં યે એમાં ભેગી મુકવાની કૃતિઓને છૂટાછૂટા મણકાઓની એક ગ્રન્થ-માલા રૂપે અને આંતરે આંતરે પ્રકટ કરવાનું આરમ્ભું છું. લાંબાટુંકા સમયને ગાળે બ્હાર પડતા આ મણકાઓમાંથી જેટલાની કદર થવા માંડશે, તેટલો આખી માલા છાપવાનો બોજો (ચોપડી ખરીદીને વાંચનાર વર્ગના સહકાર વડે) હળવો પડશે, એવી આશા પણ રહે છે. મ્હારી ચોપડીઓ ધીરેધીરે ઠીક ખરીદાતી જાય છે એવો અનુભવ પણ થતો આવે છે. દરેક મણકાને લગતી જરૂરી હકીકત તેમાં આપવામાં આવશે.

નિબન્ધો વ્યાખ્યાનો ચર્ચાઓ ભાષણો અવલોકનો પ્રવેશકો આદિ આ ન્હાની મોટી કૃતિઓનું એકંદ પ્રયોગમાલા નામ આપું છું, તેનો આશય લેખકબન્ધુઓ તો આપો-

આપ સમઝી જાય એમ છે. લેખકનું લગભગ દરેક લખાણ નવતર પ્રયોગ જેવું હોય છે. કલમ કંઇક નવી રમત નવું નવું સાહસ મચવે છે, એમ લખતાં લખતાં હરકોઇ કલમસવારને વખતોવખત થઇ આવે છે. કંઇક અપૂર્વ સિઙ્જત વા કોઇ વિશેષ સિદ્ધિ મળે છે, તો કલમસવારી (વા કલાસેવા)ની અદ્વિતીય મુદ્રા, જેને માટે આનંદ હર્ષ સુખ એવા સામાન્ય શબ્દો ફીકા લાગે છે, તે પણ સવાર વા સર્જકને મળી જાય છે.* અને આ નામનું બીજું અંગ પણ સાભિપ્રાય

---

* આ સંગ્રહ મોટી નહીં એવી અને પ્રાસંગિક ગદ્યકૃતિઓનો જ, તેથી એમાં નવલ ઇતિહાસ જીવનચરિત કે ફિલસૂફી જેવા મોટા વિષય વા ગ્રન્થની બાબત અપ્રસ્તુત ગણીને ઉપર પ્રમાણે લખ્યું છે. એવા મોટા અને સર્જનાત્મક પ્રયાસોમાં પણ કલાકાર મન્થનોત્તર સમન્વય વા સંવાદ દ્વારા મળતી વાસ્તવિક અગત્ય માતબર ચિત્તસંશુદ્ધિ (સત્ત્વશુદ્ધિ, spiritual cleansing સ્પિરિચ્યુઅલ ક્લીન્સિંગ, અથવા એરિસ્ટોટલનો તે અમર શબ્દ સંભારિયે તો 'રાગવિરેચન') માટે પ્રવર્તે છે. એ મળે તેટલી અમુક કૃતિ સજીવન અને સફલ, ન મળે તેટલી નિર્જીવ અને નજેવી. આ પ્રમાણે એ મોટી કૃતિઓમાંની દરેક પણ પ્ર યો ગ જ. માનવ બુદ્ધિની સૌથી મોટી પ્રાગતિક શુદ્ધિસાધક અને આવશ્યક પ્રયોગશાલા વિચારકો અને સાહિત્યકારોની આ સંશુદ્ધિકામી સત્ત્વકામી મુક્તિકામી અર્થાત્ નિષ્કામ પ્રયોગશાલા છે; વૈજ્ઞાનિકોની જ્ઞાનકામી અને સકામ પ્રયોગશાલાઓ આનાથી ઉતરતે નંબરે જ આવે. પ્ર યો ગ શબ્દ ગદ્ય પદ્ય ન્હાની મોટી સર્વે સાહિત્યકૃતિઓ માટે સરખો અર્થગર્ભ છે. દુનિયાનું સાહિત્ય માત્ર માનવજાતિની અદ્વિતીય પ્રયોગમાલા છે, તેમાં આ છેક ક્ષુદ્રતમ પરમાણુ ઉમેરું છું.

છે. ઝાડ જીવે ત્યાંલગી ફાલેફુલે, તેમાંથી શાખાપ્રશાખા ફૂટયા કરે, ફુલફલપત્ર દરેકને આવ્યા કરે, નવાં તોપણ સજાતીય, તે જાતનાં તથાપિ અવનવાં તાજાં સજીવન; વળી એ ફાલ નવાનવા તો ય ઝાડમાંના રસના. આ માલાના મણકાઓ આમ માત્ર સાથેસાથે બાંધેલા નથી, એક કુટુમ્બના છે, એક કુલપતિનાં સન્તાન છે, એક જ માળાનાં બચ્ચાં છે,—કુલવૃદ્ધિના સજીવન ધર્મે મણકાઓ અન્યોન્ય સગપણે સંદાયેલા છે, એવો વિશેષ દાવો પણ આ નામ વિચારશીલોની નજર આગળ ધરે છે.

એને અહીં હરઃ ૐ । શ્રીગણેશાય નમઃ ॥ એમ સર્વના આરમ્ભમાં, બધા મણકાને, આખી માલાને, જોવામાં માર્ગ-દર્શક થાય એવો, અથવા દરેક મણકો આ પ્રકારનો કેમ તેની ચાવી જેવો કોઇ સર્વવ્યાપી વિચારનિર્દેશ, ભાવનિર્દેશ, દષ્ટિનિર્દેશ ? મણકાઓની પ્રસંગ, વિષય, ઉદ્દેશ, વિચાર-સરણી, શૈલી આદિની વિવિધતાઓમાં પણ છાનુંછતું કોઇ પ્રકારનું ઐક્ય હોવું જોઇએ નિઃસંશય; પણ તે વાચકને મેં બતાવેલું નકામું, તેને આપોઆપ દીસી આવે તેટલું જ જીવન્તઃ એવાએવા સમન્વય માટે વાચકનો અધિકાર જ વધેઃ મ્હને ન દેખાતું હોય, ના જ દેખાય, એવું પણ તે જુવે.

મ્હારા તર્કથી આટલું જ કે આ સંગ્રહકાર્ય મ્હને કોઇ નવા આરમ્ભ જેવું નથી લાગતું, બાજી સંકેલવાના આરમ્ભ જેવું જ લાગે છે. અને મ્હારી અંગતવૃત્તિ

અત્યારે અમેરિકાના જાણીતા લેખક હોલ્મ્સે (O. Holmes) "ધિ ચેમ્બર્ડ નોટિલસ (Chambe Nautilus)" નામે પાંચ કડીના ટુંકા કાવ્યમાં વર્ણ છે તેવી જ કંઇક ભાસે છે. એ કાવ્યમાંની ભાવ ત્રિપુટી એક ભાવ આ છે:—

જાવું છે જી', જાવું છે જી', જાવું છે જરૂર..." swift seasons roll!"

દેહી લેખે આટલું: આ કૃતિઓ હુંની, તે હુંની રેખ-કરચળીઓ વિશે આટલું. અને ઉપરાંત આટલું જ—કે જે વાઙ્મયપ્રવાહમાં આ કૃતિઓ રૂપ ઃ સમાઇ જવાને વહે છે, તે આપણો વ્હાલો ગુર્જરવા પ્રવાહ અત્યારે એની આસપાસ ગાજતા પ્રવાહોને મુક જે કંઇ હો તે કરતાં તે-માનવપણાનાં લક્ષણોની કસોટ કંઇક અધિકો મનાતો થાય, તેમાં આ ઝરણું પોતાના કાલાનુરૂપ ફાળો આપે છે, સત્યાન્વેષી નીડર નમ્ર ર શાસ્ત્રીય અને જવાબદાર બુદ્ધિવ્યાપારનો ફાળો આપે એમ કોઇ ને કોઇ વિચારશીલ વાચકબન્ધુ એના લા ઉમંગી સાક્ષી પૂરી શકશે, તો ઝરણું આ દેહીની મુદ્દ વહ્યું ભલે, કેમકે તે એટલા અમથા વૈયક્તિક કા નથી વહ્યું.

બલવન્તરાય કલ્યાણરાય ઠ

રામનવમી: ઇ. ૨૯-૩-૧૯૨૮

# પરિષદ પ્રવૃત્તિ

## વિભાગ બીજો

"જય જય ગરવી ગુજરાત !
દીપે અરુણું પરભાત !
ધ્વજ પ્રકાશશે . . . ."

કર્તા

બલવન્તરાય કલ્યાણરાય ઠાકોર

૧૯૨૮ ગ્રંથ સ્વામિત્વના સર્વ હક્ક સ્વાધીન પ્રત હજાર

આ પુસ્તક અમદાવાદ ઘીકાંટારોડ ઉપર આવેલા 'વસંત મુદ્રણાલય'મા ચિમનલાલ ઈશ્વરલાલ મ્હેતાએ મુદ્રાંકિત કર્યું, અને તેજ ઠેકાણેથી કર્તાને માટે પ્રસિદ્ધ કર્યું. આખી પ્રયોગમાલાને લગતાં પ્હેલાં ૪ પાનાં કુમાર પ્રિન્ટરીમાં અને નિવેદન આદિત્ય મુદ્રણાલયમાં છાપ્યાં છે.

## નિવેદન.

અહીં નિવેદનરૂપે એક અવતરણ જ મુકીશ.

'Owing to this close connection with error, the affirmation of the truth is always a process of strife, by means of which it keeps freeing itself in error from error; whence arises another pious but impossible desire, viz. that which demands that truth should be directly exposed, without discussion or polemic, that It should be permitted to proceed majestically alone upon its way, as if this stage parade was the symbol suited to Truth, which is Thought Itself, and as Thought, ever active and in labour. Indeed, nobody succeeds in exposing a truth, save by criticising the different solutions of the problem, with which it is connected.

—B. Croce.

( તરજુમો )

સત્યનો અસત્યો સાથેનો સમ્બન્ધ એવો ગૂંચવાયલો અને ગાઢ હોય છે, કે સત્ય નિરૂપવાની ક્રિયા ખંડનમંડનના

વિગ્રહવેષ્ટિત વિગ્રહમાં* જ મૂર્ત થઇ શકે. વિગ્રહપદ્ધતિએ જ સત્ય નિકટવર્તી અસત્યો વચ્ચે પ્રતીત થતું તે અસત્યોથી છૂટું પડતું આવે. આ નિરન્તર ચાલ્યા કરતા વિગ્રહથી ભોળા ભાવુકો કંટાળીને પ્રચ્છે, કે સત્યનિરૂપણ ચર્ચાચર્ચી અને વાદવિવાદના ભડકા અને ઘોંઘાટ વિના શાન્ત સૌમ્ય પદ્ધતિએ કરવામાં આવતું હોય તો બેહતરઃ પરન્તુ એ તો અશક્ય જ. સત્યની છડી સવારી ભવ્ય પગલે બુદ્ધિ ચોકમાં પધારે, વિરાજે, પ્રકાશી રહે, એ રૂપક સત્યની પ્રકૃતિને છાજતું જ નથી. સજીવન સગર્ભ પ્રસવ વેદનાવાળી વિચારણા જ સત્યની કાયા હોઇ શકે. સત્યનિરૂપણ શક્ય જ નથી, શિવાય કે પ્રસ્તુતના અનેક વધુઓછા અસત્ય પરામર્શોની સાવધાન તપાસણીના નિકાલ રૂપે. ”

અને ઇટાલિયન ફિલસૂફ ક્રોશ આમ જે તત્ત્વવિચારણાના નિર્વિકાર નિર્ભ્રમ દિક્કાલાતીત પ્રદેશને માટે કહે છે, તે કાંઇ પણ મોટી હિતચાહક અનેક સહકારનાં વિવિધ સંયોજનો વિના અશક્ય એવી ગણપ્રવૃત્તિના વ્યવહાર, સંકુલ પ્રદેશને તો કેટલા બધા વિશેષ પ્રમાણમાં લાગુ પડે, તેનો વિચાર વાંચનારે જાતે કરી લેવો.

---

*વિગ્રહ=(૧) ટંટો, વિવાદ, વગેરે; (૨) કાયા, ઉપાધિ.

*** આ સંગ્રહમાંના દરેક અંશ ક્યાં ક્યારે કેવા સંજોગોમાં લખવો કે ભાષણરૂપે પ્રકટ કરવો પડેલો, તે એ દરેકને આરમ્ભે નોંધેલું છે. આખો સંગ્રહ જેમ બને તેમ ટુંકો રાખ્યો છે.

આ મણકાનું મૂલ્ય રૂા. ૦-૧૨-૦



# અનુક્રમણિ.


૧ સાહિત્ય પરિષદ મંડલનું બંધારણ.... ... ૧

૨ મુંબાઈમાં બીજીવાર મળેલી સાહિત્ય પરિષદ ... ૫

૩ પરિષદ મંડલ કેમ રચાયું? ... ... ૧૯

૪ આક્ષેપો (નો જવાબ). ... ... ... ૩૮

૫ ગુજરાતી સાહિત્ય પરિષદ મંડપની ક્રમિક પાઠ્ય પુસ્તકોની યોજના. ... .. ... ૧૦૦




# અર્પણ

પ્રયોગમાલાનો આ મણકો ગત થયેલી

પરિષદ ભંડોળ કમિટિના કામકાજમાં

સાચી સલાહ અને સદાય આશાવાદી

સાહાય્યથી અમૂલ્ય ટેકો આપનાર

**સર લલ્લુભાઈ સામળદાસ મ્હેતા**

એઓને અર્પણ કરૂં છું.

# પરિષદ પ્રવૃત્તિ: વિભાગ ૨ જો.

## સાહિત્ય પરિષદમંડલનું બન્ધારણ.*

રા. રા. મટુભાઇ હ. કાંટાવાળા અને રા. રા. ભરતરામ ભા. મ્હેતા,

વડોદરા.

સેવામાં વિ. વિ. કે હું તા. ૧૪ મીએ આવી નથી શકતો તે માટે દિલગીર છું. ગઇ કાલે જ અહીં આવીને રાતે મેં (બેઠકમાં મંજૂરી માટે રજૂ થવાનો) ખરડો

* પ્રથમ પ્રકટ 'ગુજરાતી' સાતવારિયાના તા. ૧૪-૨-૧૯૨૬ ના અંકમાં.

વાંચ્યો છે. પરિષદમંડલ અને પરિષદનું બન્ધારણ વધારે નિશ્ચિત અને વ્યવહારુ રૂપનાં થશે એ મોટો લાભ છે. પરન્તુ તે સાથે આ સાઠ કલમી ખરડામાંની કેટલીક બાબતો ગંભીર છે.

ઉપપ્રમુખ પરિષદે ચુંટવા જોઇએ; એક ઉપપ્રમુખમાં સુગમતા છે તો જોખમ પણ છે; એટલે મ્હારો અભિપ્રાય તો એવો થાય છે કે ઉપપ્રમુખ ત્રણ જોઇએ. તાત્કાલિક સુગમતા કરતાં સરલતા અને કાયમી સંરક્ષણના સિદ્ધાન્તને વધુ વજન આપવું જોઇએ. તીજોરરોની નીમણુક અથવા પસંદગી પણ પરિષદે કરવી જોઇએ અને તેમની સત્તા વિશે કલમ જોઇએ.

ઇંગ્લાંદમાં ઘણાં પ્રતિષ્ઠિત ટ્રસ્ટફંડોમાં તીજોરરોને વીટો ( veto ) ની સત્તા હોય છે. અમુક ખર્ચ નિયમવિરુદ્ધ નથી, હેતુમાંથી ફલાણાનો પોષક ગણાય એવો છે એવા તીજોરરોના લિખિત અભિપ્રાયની સાથે જ તે ખર્ચ બજેટ (budget) માં સામાન્ય સભા આગળ મુકી શકાય; એવા સર્ટિફિકેટ શિવાય નહીં. વળી સામાન્ય સભાથી બજેટમાં કોઇ પણ બાબતને સારુ જે રકમની માગણી મુકવામાં આવી હોય તેથી વધુ રકમ તે બાબતને સારુ આપવાની દરખાસ્ત પણ વિચારાય નહીં; કોઇ સભ્ય એવી દરખાસ્ત સામાન્ય સભામાં આણે તો પ્રમુખ જ આ પ્રકારની કલમ બન્ધારણમાં હોય તેની રૂએ તે દરખાસ્તને

ગેરરીતની ઠરાવે. પગારદાર માણસ રાખવા કે કમી કરવાની બાબતમાં પણ એક જ અધિકારીનો દોર એ ધોરણ ટ્રસ્ટ-ફંડને માટે ઇચ્છવા લાયક નથી. આ વિશે કલમ કેવી ઘડવી એ તો જરા વિચારવા જેવી બાબત છે.

ત્રીજી ગંભીર બાબત મંડલના વાર્ષિક રૂા. ૩ ની ફી આપનાર સભાસદોના વર્ગ વિશેની છે. આખા ખરડામાં એક ગર્ભિત સ્વીકૃતિ એવી દેખાય છે કે આ વર્ગના સભ્યો મોટી સંખ્યામાં થશે; આ વર્ગજ મુખ્ય. આ સ્વીકૃતિ સાચી નહીં પડે તો?–એ વિચાર જ ખરડો ઘડનારાઓને સુઝયો નથી જણાતો.

ગૌણ બાબતો વિશે તમારો વખત લેવા ઇચ્છતો નથી. પણ ગૌણ, એટલે ઉપલી ત્રણને મુકાબલે જ ગૌણ.

આઠમા વિભાગમાં સાહિત્ય પરિષદના બન્ધારણ વિશે કલમો છે તેમાંની પણ એકથી વધારે બાબત ગંભીર છે અને એ આખો વિભાગ પરિષદથી જ મંજૂર થઇ શકે, મંડલ-થી નહીં, એવું મત વજન આપવા જેવું ગણું છું, ભલે ને એ મતને મંડલના આ રવિવારે ભેગા થનાર સભ્યોમાં બહુમતી ન મળે.

સારાંશ કે મંડલના મંત્રીઓએ તા. ૬ ના કાગળમાં તા. ૧૪ મીની બેઠક આગળ મુકવાનું કામકાજ જણાવેલું છે તેમાંની બાબત ૨ જી "રજિસ્ટ્રાર સાહેબને ફરી નોંધણી માટે...." એ વિશે કહેવું પ્રાપ્ત થાય છે, કે આ તો બહુ

ઉતાવળ થાય છે. આગલા બન્ધારણમાં આટલા મોટા અને વ્યાપક અને ગંભીર ફેરફાર કરી નાખનાર આ ખરડો પુખ્ત વિચાર વિના અને પૂરતો સમય લીધા વગર અને તેને પૂરેપૂરી પ્રસિદ્ધિમાં મુકયા વગર મંજૂર કરી દેવામાં આવે, તે રીતસર બેઠકમાં રીતસર કામકાજ ચાલે તે પ્રમાણે થાય, તથાપિ એ પોલિસી ( policy પદ્ધતિ ) હું તો પસંદ નથી કરતો. ખરડાને પૂરતી પ્રસિદ્ધિ આપો; મંડલના નહીં એવા પણ આપણા સાહિત્યસૃષ્ટિના અગ્રણીઓને તેની નકલો મોકલો, તેમના અભિપ્રાયો મંગાવો; છાપાંઓમાં ચર્ચા શરૂ કરો અને તે મહિનો માસ ચાલવા દો: અને એ પ્રમાણે પરિષદના અરસામાં પરિષદ પ્હેલાં અને પરિષદ પછી મંડલ-ની સભાઓમાં તેમજ પરિષદની "વિષયવિચારિણી સમિતિ" માં આ બાબત પૂરેપૂરી છણાય, તે પછી જ છેવટનું ડગલું ભરો તો, મ્હારા નમ્ર અભિપ્રાય પ્રમાણે, બેહતર.

આશા છે કે આ કાગળ તમે તા. ૧૪ મીની બેઠકમાં પ્રમુખ અને બેઠકમાં હાજર રહેલા સભાસદો આગળ પૂરો વિચાર કરવાને માટે મુકી શકશો. હાલ એજ વિ.

લિ. સેવક

**બલવન્તરાય કલ્યાણરાય ઠાકોરના સલામ.**



# મુંબાઈમાં બીજીવાર મળેલી સાહિત્ય પરિષદ. *

## બેઠકોમાં ગડબડ.

એક બાજુએ મુંબાઇઅમદાવાદની મોટી સભાઓ જોઇયે, બીજી બાજુએ રાજકોટ, ભાવનગર, વડોદરા જેવાં સ્થલોની મોટી સભાઓ જોઇયે, તો બંનેને સરખાવતાં, શ્રોતૃગણના સમુદાયવર્તનમાં દીસી આવે એવો એક ફરક જોવામા આવે છે. કોઇ કહે છે: મુંબાઇઅમદાવાદ પ્રગતિમાન, સ્વતંત્ર, વ્યક્તિહક્ક માટે આગ્રહી, ત્યારે બીજાં સ્થલ પછાત, પરવશ માનસ ( slave mentality સ્લેઇવ્ મેન્ટૅલિટી ) ના નમૂના, સભા આગળના વિષય માટે ઉત્સાહમાં મોળાં. બીજા આથી ઊલટુંજ માને છે કે મુંબાઇ-અમદાવાદની સભાઓમાં સંયમાભાવ ( want of discipline ઉવૉન્ટ ઑફ્ ડિસિપ્લિન ), સૌની સગવડ માટેની બેદરકારીરૂપ મનમોજી મનસ્વિતા, બેલગામ માનસ ( disorderly mentality ડિસૉર્ડર્લિ મેન્ટૅલિટી ) વધારે. વળી ગુજરાતીઓને એકંદર લેતાં તેમનામાં દક્ષિણીઓ, ઉત્તરહિન્દીઓ, અને મુસ્લિમોને મુકાબલે આત્માંકુશ ( self-control સેલ્ફ્કન્ટ્રોલ ) અને સંયમ ઓછા એમ પણ કહેવાય છે. પરન્તુ આમ મોટાંમોટાં ટોળાંઓ માટે અને ખાસ કરીને આખી પ્રજાઓ વિશે ચારિત્રરૂપ કે માનસ-

* પ્રથમ પ્રકટ 'ગુજરાતી' સાતવારિયાના તા. ૧૧-૪-૧૯૨૬ ના અંકમાં.

રૂપની લક્ષણબન્ધી જેવાં વર્ણનો અને કથનો ચોતર્ફ થાય છે અને ફેલાય છે, એ હકીકતને પણ બેજવાબદાર મનસ્વિતાનો જ એક દાખલો કેમ ન ગણવો ? મોટાંન્હાનાં સર્વ નગરોમાં મોટીમોટી સભાઓની હવે તો નવાઇ જ નથી. શ્રોતૃગણ એવી સભાઓથી હજી પણ નથી ટેવાયો એ બચાવ પોકળ છે; અને શું ન્હાનાં કે શું મોટાં નગરોમાંનું સમુદાયવર્તન, સંયમી આત્માંકુશમાં, સભાના કામકાજનું સૌકર્ય સાધી આપવાની વૃત્તિમાં, કે કોઇને પણ ન નડવું, ન કનડવું, એ જાતના વિનયમાં, સુધરતું આવે છે, એમ કહી શકાતું નથી. આ પરિષદની બેઠકોમાં ગડબડ ઘણી ચાલી રહેલી, વચ્ચેવચ્ચે અસહ્ય બની જતી, એટલું તો સૌને કબૂલ કરવું પડશે. લોકમત આ દિશામાં કેળવાય તોજ આમાં ઇષ્ટ સુધારો જલદી જોવામાં આવે. સૌથી પ્હેલાં કોલેજિયનો અને એ ઉમરનાને હાથમાં લેવા જોઇએ: સભાઓનો એ એક અંશ સુધરે અને નમૂનેદાર વર્તનનો દાખલો બેસાડે, તો બીજા શ્રોતાઓ તેમનું તુરત અનુકરણ કરે. ઘટતે સ્થાને ઘટતા પ્રકારનો આત્માંકુશ નહીં એનું નામ મનસ્વી વર્તન; વ્યક્તિવર્તન લ્યો કે સમુદાયવર્તન લ્યો, રૂઢ સદાચાર વિના સ્વતંત્રતા સમ્ભવતી જ નથી. *

---

* આ પરિષદની વ્યવસ્થા, પ્રદર્શન આદિ અંગ, વગેરે વગેરે વિશે મુંબાઇનાં દૈનિક છાપાંઓમાં ખરા ખબરનું સ્થાન મોટે ભાગે ઉપલક અને ઔપચારિક સાકરમાખણે લીધું જણાય

## વિષય સમિતિ.

પરિષદની આ બેઠક દરમિયાન વિષયસમિતિમાં રસાકસી સારી રીતે ચાલી હતી. સિદ્ધાન્તોને લગતા ધનીભૂત મતભેદો હોય ત્યાં એ તો થવાનું જ. સમિતિ આગળ સૌથી મોટો પ્રશ્ન બન્ધારણનો હતો. એ વિશે મ્હારું મત હતું અને કાયમ છે કે પરિષદમંડલના નવા બન્ધારણમાં ત્રણ એકએકથી મોટા દોષ છે, તે બનતી ત્વરાએ અને યોગ્ય ઉપાયો વડે દૂર થઇ શકશે તો જ પરિષદનું અને એ સંસ્થા દ્વારા આપણા સાહિત્યનું હિત, જે આપણા સૌનું એક સરખું ધ્યેય છે, તે સાધવામાં ( ઉચિત બન્ધારણ વડે મળી શકે તેટલી ) સરલતા આવશે. નહીં તો તો મ્હારા જેવા "પરવારેલા" બનતું મૌન પાળશે અને મંડલના કારભાર સામે ઊઠવા માગતા "બંડખોરો"ને સાહાય્ય ઉત્તેજન કે સલાહ પણ નહીં આપે, તોપણ **प्रकृतिं यान्ति भूतानि** એ અવિચલ ન્યાયે સાહિત્યરસિક જુવાનોમાંથી જ આ બન્ધારણ પક્ષાપક્ષિનાં તોફાન ઊપજાવશે અને ઘણો અનર્થ થશે.

ઉપર કહેલા ત્રણ દોષ અનુક્રમે અને ટૂંકામાં.

### પ્રથમ દોષ: પરિષદ હિંસા–

પરિષદમાંથી પ્રસવેલું આ પરિષદમંડલ–બાલક, ધાવણો **નંદકુંવર યશોદા** પ્રતિ વર્તે તેમ નથી વર્તતું, પૂતના તર્ફ

---

**છે. બહારગામનાં "ગાંડીવ" જેવાં પત્રોના ખબરપત્રીઓનાં વર્ણનોમાં વધારે સાચી અને સ્વતંત્ર નોંધ જોવામાં આવે છે.**

વર્ત્યો હતો તેમ જ વર્તે છે. પરિષદને અને પરિષદની પ્રતિષ્ઠાને ધાવીધાવીને એ પરિષદને નર્યા તમાશામાં ફેરવી નાંખે છે. પરિષદના અંકુશતળે પરિષદના મંડલને કે કોઇ પણ સક્રિય સેવા કરવા મથતા મંડલને મુકી દે, એવું બન્ધારણ હું પણ ઇષ્ટ નથી ગણતો; પરન્તુ પરિષદનું પોતાનું વ્યક્તિત્વ અને વજન જળવાય, એ પ્રમાણે તેનો પરિષદમંડલના કાર્યોમાં સહકાર ઉપયોગી ઇષ્ટ અને આવશ્યક ગણું છું, ત્યારે આ બન્ધારણ તો પરિષદના સામાન્ય મંત્રીઓના એકવીશ વર્ષ ચાલેલા વંશનો ઉચ્છેદ કરે છે, અને પરિષદમંડલની પ્રવૃત્તિમાં પરિષદપ્રમુખનો સહકાર રાખે છે, બીજો કશો જ સહકાર રાખતું નથી. પરિષદપ્રમુખનો સહકાર પણ વાસ્તવિક નીવડશે કે મોટે ભાગે ઔપચારિક? પરિષદપ્રમુખ તે આ બન્ધારણમાં ઇંગ્લાંદના રાજા જેવો અને પરિષદમંડલનો ઉપપ્રમુખ તે એનો સર્વકાર્યકારી મંત્રી (તંત્રી), એમ બનવાનો સમ્ભવ કે ભય બતાવિયે, તે પક્ષાપક્ષિની જીભાજોડીમાં† પ્રતિપક્ષ મુકયા કરે એવા આળ જેવો જ છે શું? વળી દલીલની ખાતર સ્વીકારી લઇયે કે પરિષદની મુખ્ય અને તેજસ્વી વ્યક્તિઓ મંડલમાં જોડાઇ જાય, તેમાં ચાલુ અને સક્રિય રસ લે, અને એ રીતે પરિ-

† જીભાજોડી=જિહ્વાજુદ્ધ. સોસાયટીના કોષમાં જીભાજોળી છે. Twin (ટિવન)=જોડ-જોળ, જોડિયું-જોળિયું, એમ બન્ને ઉચ્ચારણ ચાલે છે.

ષદમંડલની જ પ્રવૃત્તિઓને પરિષદમય બનાવી મુકે, એ સમ્ભવિત છે. એ ખરે બનવા પામે તેટલે અંશે આ દોષ ઉગ્ર રૂપ કે વિકાર ન યે પામે. પરન્તુ એમ બને તથાપિ પરિષદનું વ્યક્તિત્વ અને પરિષદનું વજન તો એ કે કોઇ પણ માણસો પરિષદના પ્રતિનિધિ લેખે મંડલના સભ્યો સાથે જવાબદારી અને સત્તાની સીધી સંકલનાએ મંડલમાં જ મુકવામાં આવે, એવા બન્ધારણથી જ જળવાય.

**બીજો દોષ:**–આખા કાર્યની જવાબદારી અને તે માટેની કુલ સત્તા એકહસ્થુ—

બન્ધારણ એવું છે કે મંડલ મધ્યસ્થ (intermediate ઇન્ટર્મીડિએટ) ટોળું ચુંટે છે, અને આ મધ્યસ્થો કારોબારી કમિટિને ચુંટે છે. આમ બે પગથિયે ચુંટણી અને તે આવી સમિતિઓની, તેને બદલે એક જ ચુંટણીવડે એક જ કારોબારી કમિટિ ચુંટવામાં આવે, અધિકારીઓ અને બીજા વજનદાર સભ્યો મળીને પંદરવીશ માણસની કારોબારી કમિટિ બને, સક્રિય પ્રવૃત્તિ ચલાવી શકે એવી ન્હાની, પણ અધિકારીઓના હાથમાં જ બધી સત્તા રહે નહીં એટલી મોટી,–ગુજરાત વર્નાક્યુલર સોસાયટી અને શ્રી ફાર્બ્સ ગુજરાતી સભા જેવી જાણીતી સુદૃઢ સંસ્થાઓમાં છે એવી, તો આ એક જ ફેરફારથી પરિષદ-મંડલનો આખો રૂપરંગ ફરી જાય. સોસાયટી અને ફાર્બ્સ

સભાના દાખલામાં વિજયી નીવડયું છે તેવું બન્ધારણ ન ઘડતાં, આ પ્રકારનું બન્ધારણ બિન–જરૂરતે ઘડયું છે, મંડલનું પ્હેલું બન્ધારણ આ અંશમાં ખાસ ફેરવી નાખીને આ બીજું ઘડયું છે, તેથી જ તેની સામે આ મોટું વક્તવ્ય ઊભું થાય છે. અહીં કારોબારી કમિટિના હાથમાં બધી સત્તા છે તે કમિટિ એટલે પ્રમુખ, ઉપપ્રમુખ, મંત્રીઓ, અને તીજોરરો એ અધિકારીઓ જ, બીજું એક પણ માણસ નહીં. પ્રમુખ તો દૂર રહ્યા, કેટલીક સભાઓમાં જ આવે, અને કામ કરે પૂરું મન ઘાલીને વિગતોમાં રસ લઇને, કે નિરીક્ષણ (Supervising સુપર્વાઇઝિંગ) પદ્ધતિએ, કે કેવલ ઔપચારિક, એ વિશે શંકા રહે છે. ત્યારે પ્રમુખ કામ કરે ગમે તે પ્રકારે, તથાપિ એમની પ્રતિષ્ટા બીજા અધિકારીઓને મોટી ઢાલરૂપ બને છે એમાં શંકા જ નથી. આમ રા. બ. રમણભાઇ, રા. રા. કનૈયાલાલ મુનશી, કે કોઇ પણ વ્યક્તિને ઉદ્દેશીને નથી લખતો; બન્ધારણને ઊઘાડું પાડી આપવા માટે જ લખું છું. હવે બીજા અધિકારીઓની અન્યોન્ય સ્થિતિ તપાસો. ઉપપ્રમુખ અને એક મંત્રી કે એક તીજોરર વચ્ચે મતભેદ પડતાં આ બન્ધારણમાં કોઇ પણ વજનદાર અપીલ કોર્ટ (appeal court) છે ? કારોબારી કમિટિ મોટી હોય તો તે કમિટિ જ કુદરતી રીતે અપીલ કોર્ટ બને. પગારદાર નોકરો રાખવામાં આવશે તેમાંથી સૌથી મોટો પણ સ્વમાન જાળવીને નોકરી કરી શકે એવું આ

બન્ધારણમાં શું છે? બજેટ (budget) પૂરેપૂરી વિગતો સાથે મંજૂર થશે, અને તે વિગતો પ્રમાણે થાય તેટલો ખર્ચ જ રીતસર, એવું આ બન્ધારણમાં ક્યાં છે? બજેટ મંજૂર કરશે મધ્યસ્થો. તેઓ એક સંસ્થા તરીકે પૂરતી જવાબદારી સમઝીને તે ક્રિયા રૂપે વ્યક્ત કરે એવો સમ્ભવ કેટલો ઓછો છે? આ મધ્યસ્થ ટોળું, માત્ર આ કાર્ય માટે ઘડીક અસ્તિમાં આવતું યંત્ર, દુનિયામાં ઘણાંખરાં મધ્યસ્થ ટોળાંને આળ દેવાય છે કે નકામાં જેવાં છે, તેવું ન યે નીવડે, જોરદાર નીવડશે, એવી આશા આપણે શા ઉપર રાખવી? ટુંકામાં, બન્ધારણ એવું છે કે કામકાજ અયોગ્ય ઢબે કે કંઇ ઉપલકિયું ચાલે તો તેને બન્ધારણ રૂએ અટકાવી શકાય, એવું એમાં નજીવું જ દેખાય છે. લોકહિતનાં કામકાજ ટ્રસ્ટફંડોદ્વારા કરવા સોંપાય એવી સંસ્થાઓને માટે એકહત્થુ સત્તાની જમાવટમાં નમૂનેદાર, અને સત્તાનો અને પૈસાનો ઉપયોગ દૃઢ અને પ્રશસ્ત રીતે જ થાય એ આવશ્યક બાબત સાચવવામાં શિથિલ, એ પ્રમાણેનું બન્ધારણ ખંડનયોગ્ય અને ત્યાજ્ય ગણું છું. બન્ધારણ સારું હોય તથાપિ તેમાંની બારીકીઓને તાણી શકાય, વકીલો કોર્ટમાં કાયદાનો 'લાભ' અસીલને અપાવવામાં ટેવાઇ રહ્યા હોય છે, એવી રીતે. આ દૂષિત બન્ધારણનો દુરુપયોગ જેટલે દરજ્જે થઇ બેસશે, અજાણતાં કે જાણીને, તેટલો અનર્થ થશે. ઉપલક ગડબડિયું કામ ના થાય, બન્ધારણની દૂષિતતા

ગમે તે, તથાપ કામ ઉજ્જવલ રીતે કરવાને ટેકીલા માણસો તે ઉજ્જવલ રીતે જ કરે, બન્ધારણમાં નહીં એવાં બન્ધનો જાતે પાળીને, એ જૂદી વાત છે—અને અહીં એ પ્રમાણે થશે એવી આશા રાખું છું.

ત્રીજો દોષ પરિષદ અને પરિષદ મંડળના હેતુઓ અને ઉદ્દેશો અને કરવાનાં કામોને બહુ વિસ્તારી દેવામાં આવ્યાં છે તે છે. અમદાવાદે સ્વીકારેલું અને ભાવનગરે પાળેલું બન્ધારણ આ પરિષદમંડલના બન્ધારણ જોડે સરખાવતાં જણાઇ રહેશે કે આમ કહેવામાં હું અતિશયોક્તિ કરતો નથી, અગર પક્ષરાગ ( party spirit પાર્ટિસ્પિરિટ )થી તણાઇ પણ જતો નથી.

અમદાવાદનું બન્ધારણ અને આ મંડલ–બન્ધારણ એને સાથે રાખી ઉપલા ત્રણ દોષથી મુક્ત એવું ત્રીજું બન્ધારણ ઘડવું જરા પણ અઘરું નથી. રા. બ. રમણભાઇ, રા. રા. ઝવેરી, રા. રા. મુનશી, રા. રા. નગીનદાસ માસ્તર, રા. રા. મનસુખલાલ માસ્તર, કે રા. રા. માવજી ગોવિંદજી શેઠ જેવા–આર્ટિકલ્સ ઓફ એસોસિએશન, બન્ધારણો, આદિથી ટેવાયલા કોઇ પણ માણસ આવું નવું બન્ધારણ બે કલાકની અંદર ઘડી શકે. અને એટલો વખત પણ તેમાં અજાણ્યે આ કે બીજો કોઇ દોષ રહી ન જાય તે તપાસતાંજ લાગે. આ પ્રમાણે નવું બન્ધારણ તા. ૩જી

એ બપોર સુધીમાં વિષય સમિતિ આગળ તે મુકાય, તે માટે આ ત્રણ દોષ ટાળવાની આજ્ઞાની સાથે એ કામ પરિષદના પાંચછ વજનદાર આગેવાનોને સોંપો, એવી દરખાસ્ત મેં તા. ૨જી ની રાતે **વિષયસમિતિ** આગળ મુકી.

આ પ્રમાણે શરુ થયેલી ચર્ચા દરમિયાન ખુલ્લું દેખાયું કે એ ત્રણમાંથી કોઇ એક વા બીજા સુધારાની તર્ફે સમિતિમાંના ઘણા હતા; ત્રણમાંથી એની તર્ફે પણ સારી સંખ્યા હતી; પરન્તુ હું તો ત્રણેને વળગી રહ્યો. ત્રણમાંથી કઇ આજ્ઞાને પ્રમુખે પદ્ધતિબ્હારની (out of order આઉટ ઑફ્ ઑર્ડર) જ ગણવી પડે તે સંદિગ્ધ, એવી કફોડી સ્થિતિ પણ હતી; જેનો "લાભ" લેવા અને મળે તો એ વાંકી (indirect ઇન્ડાઇરેક્ટ) રીતે પણ સુધારાની આખી બાબતને ઊડાવી દેવા, આમ ગરમાગરમ પક્ષાપક્ષિની બાજીમાં યે ન પ્રેરાય, એવો સાત્ત્વિક કોણ હોય ? એટલે મ્હારે ત્રણેને સાથે રાખી સંદિગ્ધ બાબતને ઢાંકવી પડી, એમ ગણો. અને મતો લેવાતાં વિષયના શુદ્ધ સ્વરૂપ ઉપર દુનિયામાં ક્યાં ય મત અપાતા નથી, તો આ એક સમિતિમાં જ તેમ શેનું થવાનું, એટલે આ દરખાસ્ત પસાર ન થઇ. પસાર ન થઇ, તથાપિ એમાં જે સંખ્યાબન્ધ બન્ધુઓએ પોતાનાં મત મ્હારી દરખાસ્તને આપ્યાં તેમનો જાહેર ઉપકાર માનું છું, કેમ કે મ્હારી દરખાસ્તને બહુ ઓછાં મત મળ્યાં હોત, તો આ બન્ધારણને

સુધારવાની વાટાઘાટનું પ્રકરણ આગળ ચાલત જ નહીં, અથવા તો તેને જૂદું રૂપ આપવું પડત.

પછી રા. રા. નગીનદાસ માસ્તરે નવું બન્ધારણ રચવા કમિટિ નીમવી, ચાર માસમાં નવું બન્ધારણ તેમણે રચવું એવી તેમને આજ્ઞા સાથે, અને છ માસની અંદર આ બન્ધારણની અત્યન્ત મહત્ત્વની બાબતનો નિકાલ કરવાને માટે ખાસ પરિષદ ભરવી, એ દરખાસ્ત મુકી, તે પણ તા. ૨૭ ની રાતે જ ઊડી ગઇ.

આ ચર્ચાથી લાભ એટલો થયો કે બન્ધારણ હતું એવું જ મંજૂર કરાવવાને જેઓનો નિશ્ચય હતો તેઓ પામી ગયા, કે કંઇક ફેરફાર તો સ્વીકારવો પડવાનો; કેટલો અને કેવો, તેમાં એમણે રક્ષકબાજી ખેલવાની રહી. પરિષદનું પોતાનું બન્ધારણ, અને પરિષદો ભરવામાં મંડલની કારોબારી કમિટિનો હાથ કેટલો, એ બન્ધારણના આઠમા વિભાગનો વિષય મુખ્ય પ્રસ્તુત હતો જ. એના વિશે પધ્ધત બ્હાર ( out of order આઉટ ઑફ ઑર્ડર ) નો સવાલ ઊઠી શકે એમ હતું જ નહીં. એટલે એ આઠમા વિભાગ ઉપર જ ચ્હડાઇ કરવામાં આવી, અને તેની આગેવાની રા. રા. નગીનદાસ માસ્તરે લીધી. એ આઠમા વિભાગને તોડીફોડીને સારી પેઠે ફેરવી નાખવામાં આવ્યો, અને એ પ્રમાણે ઉપર કહી ગયો છું તે પ્હેલા દોષમાંથી બન્ધારણને સારી રીતે મુક્ત કરવામાં આવ્યું. પરિષદની

વિષયસમિતિને માટે અમદાવાદનું જ બન્ધારણ ચાલુ રાખવું; પરિષદ ભરવાના પ્રાથમિક કામકાજમાં મંડલનું પ્રભુત્વ ઉગ્ર રૂપનું હતું તેને ઠેકાણે સ્થાનિક કાર્યવાહકોનું પ્રભુત્વ રાખવું, પણ તેમની સાથે મંડલના અધિકારીઓનો અને પરિષદના સાત પ્રતિનિધિઓનો સહકાર રાખવો, અને પરિષદના બન્ધારણમાં ફેરફાર પરિષદ જ કરે તે થાય, બન્ધારણનો વિભાગ નવમો પરિષદ બન્ધારણને લાગુ નથી, એ પ્રમાણેના મૌલિક ફેરફાર માગવામાં આવ્યા, જે સર્વે મંડલબન્ધારણની રક્ષા કરનાર પક્ષે સ્વીકારી લીધા. પરન્તુ તેમાં ય તે, પરિષદના સાત પ્રતિનિધિઓનો સહકાર પરિષદની જ બાબતમાં સ્વીકારીને પણ, એ સાત ચુંટાય કેવી રીતે એ મહત્ત્વની વિગતમાં, ચુંટણીમાં જે કલાઓ લગભગ સર્વત્ર વપરાય છે તેનો ઉપયોગ બન્ધારણરક્ષક પક્ષે કર્યોઃ અને ૩જીની રાતે એમને લાગ્યું હશે કે ચાલો, આ મહત્ત્વની બાબતમાં તો નથી હાર્યા. પરન્તુ ખુલ્લી પરિષદનો પ્રકાશ એ વસ્તુ ઉપર પડતાં, અને સર પ્રભાશંકર પટ્ટણી જેવા પક્ષાપક્ષિ કેમ વધે છે, પક્ષો કેમ હાડ જાય છે, અને એથી કેટલો અનર્થ થાય છે, તે કરબદરવત જાણનારા અગ્રણી, અણીને વખતે હાજર થતાં, રાતની ઠંડકમાં થયેલી–અને જાણીને મોડી રાત સુધી બીજી ચર્ચાને લંબાવી-ને પછી કરેલી–એ ચુંટણી, દિવસની ઉષ્મામાં ઓગળી ગઇ. ચુંટણીને બદલે પ્રમુખ સાહેબે જ પરિષદના સાત પ્રતિનિધિ નીમી આપ્યા.

અસ્તુ. હવે પછીને માટે શું કરવું ? રા. બ. રમણભાઇ માત્ર ઔપચારિક પ્રમુખ રહેવાના નથી. પરિષદનું હિત જેટલું તેમને ગળે છે, તેથી વધારે પોતાને ગળે હોવાનો દાવો બીજી કોઇ પણ વ્યક્તિથી થઇ શકે એમ નથી. પરિષદના એકવીશ વર્ષના ઇતિહાસમાં પરિષદની સેવા કરીકરીને એ સેવાની જ હકીકતને પ્રમુખપદ ઉપર ચુંટાવાને માટે પોતાની મુખ્ય લાયકી તરીકે અભિમાનથી દર્શાવી શકે, એવા એ એક જ પ્રમુખ આજ લગીમાં ચુંટાયા છે. * પરિષદમંડલના બીજા મુખ્ય પુરુષો પણ માત્ર કાયદાશાસ્ત્રીઓ કે માત્ર પ્રચારકો ( propagandist પ્રોપેગેન્ડિસ્ટ) કે માત્ર પોતાની ઢોલક બજાવનારા. કે માત્ર પોતાના કક્કા યા નન્નાને વળગી રહેનારા નથી; નિઃસ્વાર્થ અને સંગીન દેશસેવા કરવાની હોંસવાળા છે, અને બીજી રીતે પણ ઉચ્ચ કોટિના છે; પરન્તુ પરિષદ નિષ્ક્રિયતાના બન્ધિયાર સરોવરમાંથી હવે બ્હાર નીકળી છે; તો તે બીચારી પ્હેલે જ કદમે જઇ પડી છે પક્ષાપક્ષિને તોફાની દરિયે: મુખ્ય કારણ આ દૂષિત બન્ધારણ: જે એવું ચોક્સ બાંધેલું છે કે તેને સુધારતાં વખત લાગશે જ. અને પક્ષાપક્ષિ એવો

* સર રમણભાઇની તબિયત મુંબાઇ પરિષદ વખતે પણ સારી પેઠે નાદુરસ્ત હતી; તે પછી તુરત વધારે બગડી; અને આ પ્રમાણેના અણધારેલા અકસ્માતથી પરિષદમંડલનું એમનું પ્રમુખપણું ઔપચારિક પણ ન કહી શકાય એવું છેક નામનું બની ગયું.

ચેપી અને ઝડપથી ઉગ્ર થતો રોગ છે કે ઉત્તમોત્તમ વ્યક્તિઓ પણ એ તોફાનમાં ક્યારે "શૂર" માં આવે, તે કહેવાય નહીં. માટે સમતોલ માણસોએ પરિષદમંડલનાં કાર્યો ઉપર નજર રાખવી, પરિષદમંડલનાં કાર્યો ઉપર હકીકતપ્રસિદ્ધિ અને હિતસાધક ચર્ચાનો પ્રકાશ નાખ્યા જ કરવો, અને જે જે તકો આવી મળે તેનો સદુપયોગ આ જે બન્ધારણ મંજૂર રહ્યું છે, જે હજી નવમાંથી આઠ વિભાગોમાં દૂષિત છે, તેને વીંધવાનો અને સુધારવાનો રાજમાર્ગ પ્રકટપણે પ્રશસ્ત રીતે, અને અંગત રાગદ્વેષોથી અલગ રહીને તેમણે લેવો.

ભંડોળ કમિટિ.

ભંડોળ કમિટિ નવું કામ માથે લેતી અને નવા આજીવન સભ્યો તથા નાણાં મેળવતી અટકી, અમે જોયું કે નથી પ્હોંચાતું, અને અમે સ્વીકાર્યું જે હા નવું મંડલ કરો અમારો વિરોધ નથી, તે ઘડીથીઃ અમદાવાદ પરિષદ દરમિયાન ભંડોળ કમિટિની બેઠકો થઇ અને અમે કહ્યું નવું મંડલ ઘડો અને અમને આ ફરજમાંથી મુક્ત કરો તે ઘડીથી. ભાવનગર પરિષદ મળી ત્યાં લગી નવું મંડલ થયું નહીં; જેને એ ફરજ ઊપાડવી હોય તે એ મંડલ રચે, મ્હારે અને રા. રા. (હવે સર) લલ્લુભાઇ સામળદાસને તો એ ફરજમાંથી મુક્ત થવું હતું, એટલે મંડલરચના માટે અમારી આશા

રાખવી વ્યર્થ; તથાપિ મંડલ ન રચાયું તે કેમ જાણે અમારો દોષ હોય, ખાસ કરીને મ્હારો, એ પ્રમાણે લોકો ગમે તેવા આક્ષેપો પણ મુકવા લાગ્યા. ભાવનગર પરિષદની વિષય-સમિતિમાં તોહમતદાર જેવી સ્થિતિમાં મુકાઇને પણ એ આક્ષેપોના જવાબમાં ખરી હકીકત જણાવી, જે ભાવનગર પરિષદના હમણાં જ બહાર પડેલા અહેવાલ અને નિબન્ધ સંગ્રહમાં કોઇ ઠેકાણે જોવામાં આવતી નથી, એટલે ફરીથી જણાવવી પડશે,—યોગ્ય પ્રસંગે. હાલ એટલું જ કે મંડલ આખરે રચાયું અને રજિસ્ટર થયું. પછી તેનું બન્ધારણ પાછું સુધારવાનું કામ હાથમાં લેવાયું, તે માટે નીમવામાં આવેલી સબકમિટિમાં ન મુકયો મ્હને કે ન મુકયા રા. રા. લલ્લુભાઇ સામળદાસને: કેમ જાણે, અમે તો વળી પાછા કઇંક વિધ્ન નાખિયે! અસ્તુ. નવું બન્ધારણ રચાયું છે, રજિ-સ્ટ્રારને ત્યાં મોકલવામાં આવ્યું છે, અને એમાં આઠમા વિભાગના સુધારા આ પરિષદે ગઇ તા. ત્રીજી ચોથીએ કરાવ્યા તે પણ પાછા રજિસ્ટર થવાને અવિલમ્બે મોકલાશે. મંડલની કારોબારી કમિટિ પણ ચુંટાઇ ગઇ હશે કે ચુંટાઇ જશે. અસ્તુ. ભંડોળ કમિટિ ક્યારથી અટકી પડી હતી તે આવી ગયું. હવે રા. રા. લલ્લુભાઇ સામળદાસ અને હું એની ઉત્તરક્રિયા પણ કરી શકીશું; એની જે કઇં મિલકત છે તે એના વારસ પરિષદમંડલને સોંપી આ આવો રૂડો જશ અપાવનાર ટ્રસ્ટમાંથી ઘણે વર્ષે મુક્ત થઇ શકીશું.

# પરિષદ્મંડલ કેમ રચાયું ?*

## પ્રાસ્તાવિક.

મ્હને આ માન આપો છો તે માટે આપ સૌનો ઉપકાર માનું છું. પૂણેથી હું ખાસ આવ્યો એમ કંઇ નથી. મને અનુકૂલ તારીખ રાખવા કૃપા કરી એટલે ભરૂચ જતાં હું અહીં માત્ર ઉતર્યો છું. આવી સેવા કરવી મ્હારો ધર્મ છે. પરિષદ્ની પ્રવૃત્તિમાં પ્હેલી પરિષદ્થી જ હું રસ લઉં છું. ૧૯૦૯ થી એમાં ખાસ જોડાયો જોતરાયો છું. વિદ્વાનો અને સાહિત્યરસિકોને ભેગા કરવા અને પાંચ શેર દેડકા તોળી આંપવા એ બે ક્રિયા સરખી મુશ્કેલ લેખાય છે. "સાક્ષરો"નું આવું વ્યક્તિત્વ, અગર સાક્ષરોના વ્યક્તિત્વનું આ અપલક્ષણ, એક તો તેમનામાં સેવાબુદ્ધિ વધે, અને બીજું સામાન્ય જનસમાજ એમની કેટલીક પ્રવૃત્તિમાં રસ લેતો અને તેની નિરીક્ષા કરતો થાય, તથા એ રીતે જનસમાજની કાર્યગ્રાહકતા અને વ્યવહારુતાના અંકુશ સાક્ષરો ઉપર મુકાય, તેમતેમ આ દેડકાવ્યક્તિત્વ આ કૂપમંડૂકત્વ ઘટે. એટલે પરિષદ્પ્રવૃત્તિથી જનસમાજ ધીમે ધીમે સાક્ષરોને પ્રિય વિષયોમાં વધુવધુ રસ લેતો થયો છે એ મોટો લાભ થયો છે. એકવીશ વર્ષની પ્રવૃત્તિથી આપણે આથી વધારે

---

* પ્રથમ પ્રકટ "ગાંડીવ" સાતવારિયાના તા. ૨૯-૫-૨૬ ના અંકમાં.

આ દિશામાં કરી શક્યા હોત એ બાબત જૂદી છે. જેટલું કરી શક્યા છિયે તેથી સન્તોષ માનવો એમ પણ હું કહેતો નથી. જનસમાજ ઝડપથી ઘણો વધારે રસ લે એ મ્હારા અન્તરની ઇચ્છા છે, અને તેથી કરીને આવી સભાઓ આપણાં શેહરોમાં થાય છે તે કરતાં વધુ થાય એમ ઇચ્છું છું. તથા તે અંગે મ્હારાથી જે કંઇ સેવા થાય તે કરવા તત્પર જ છું.

## પ્રમુખ તરીકેનું ભાષણ.

ગઇ કાલે પ્રોફેસર વ્યોમેશ જ. પાઠકજીએ મ્હને કહેલું ત્યારે મેં કહ્યું હતું—આપણે એક તર્ફથી અદેખાઇ દ્વેષ અને કડવાશના વાતાવરણ વિશે ફરિયાદ કરિયે, બીજી તર્ફથી જ્યારે આપણે કંઇ બોલિયેલખિયે ત્યારે આપણે પણ મમરો મુકી આપિયે એવો, કે તેથી એવું વાતાવરણ વધે. આ કંઇ ઠીક નહીં. એ કરતાં તો ન બોલી મૂગા રહેવું બેહતર. માટે વિવાદગ્રસ્ત વિષયોમાં વિવાદક્ષેત્ર ઓછું થાય એવું, સિદ્ધાન્ત વિષયક, ભાવના સ્પષ્ટ કરે એવું, ઇતિહાસ જણાવે, સૌને સ્વતંત્ર મત બાંધવા માટેની આવશ્યક વિગતો પૂરી પાડે એવું, અંગત રાગદ્વેષોથી વિમુક્ત, એવુંજ કંઇ કરી છૂટવું.

જે નિખાલસતાથી એમણે પૂછ્યું તે નિખાલસતાથી જ મેં આ સલાહ આપી, અને આ ભાષણ આપણે સાંભળ્યું તેમાં આપણે જોઇયે છિયે કે બેચાર મર્મવાકયો હશે ખરાં

જે કેટલાકને ખૂંચે પણ; તથાપિ એકંદરે લેતાં એમણે મ્હારી સલાહ વિષયવર્ણનની વિગત અને સપ્રમાણતા જાળવીને પણ ઘણી ખૂબી ભરેલી રીતે પાળી છે. વળી વર્ણનની ગોઠવણ એમણે સુંદર કરી છે અને ભાષાની અલંકારસમૃદ્ધિ અને છટા વડે આખા વિષયને એમણે અતિશય આકર્ષક કરી આપ્યો છે. *

પણ મ્હને પોતાને અત્યારે એમના આ જે ગુણ તે જ દોષરૂપ વસે એવી મારી સ્થિતિ એમણે કરી મુકી છે. વિષયની રસિકતા પોતે જ બધી ઊડાવી ગયા છે; વિષયના લૂખા કૂચાજ એમણે મ્હારે માટે રહેવા દીધા છે. તેથી હું જે બોલું છું તેમાં—ખાસ કરીને ભાઇ વ્યોમેશના આવા સંસ્કારી નિબન્ધ પછી—આપને રસ ના પડે, તો મ્હને ક્ષમા કરશો.

બધા વિષય રસિક છે; બધા વિષય અરસિક છે. દરેક વિષયમાં કેટલાક ભાગ ઝીણવટ ભરેલા, તાત્ત્વિક ચર્ચા માગી લે એવા, જાણવા સમઝવા અને પચાવવા પડે એવા હોય છે જ. એ આવશ્યક ક્રિયાઓ થઇ ગયા પછી વિષય આખો વધુ રસિક બને છે એ જૂદી વાત છે. પરન્તુ એ આવશ્યક ક્રિયાઓ કરવી જ પડે છે.

* રા. રા. વ્યોમેશ જ. પાઠકજીના આ ભાષણને માટે જુવો 'વસન્ત' માસિક વૈશાખ ૧૯૮૨ નો અંક. એ પ્રકટ કરતાં એમણે મર્મ વાક્યો જે કઇં હતાં તે પણ છોડી દીધાં છે.

## સુરતમાં પ્રમુખ તરીકેનું ભાષણ

પરિષદ અને પરિષદમંડલને લગતી આવી પ્રાથમિક ક્રિયા
વેદ્વાનો કે સાક્ષરો કે પરિષદમાં હાજર રહેનારાઓને માટે
l એ મ્હારું મત નથી. હું સામાન્ય પ્રજાની જે નિ-
અને સામાન્ય પ્રજાની કાર્યસાધકતા અને વ્યવહારુ-
અંકુશ સાક્ષરો ઉપર અને પરિષદપ્રવૃત્તિના સંશોધન
એ આખી પ્રવૃત્તિમાં માગું છું, તે એ બધી વિગત
ન્ય પ્રજા જાણે અને એ બધા વિચાર સામાન્ય પ્રજા
કરવાની સ્થિતિમાં મુકાય, તો જ આપણને મળી શકે
છે. જાહેર પ્રજાની સહાનુભૂતિ અને જાહેર પ્રજાનો
ળવવા માટે કોઇ ટુંકો રસ્તો (short cut શોર્ટકટ)
જાણ્યામાં નથી. પરિષદ અને વળી પરિષદપ્રવૃત્તિનું
જે ભાષા અને સાહિત્યની અભિવૃદ્ધિ સમૃદ્ધિ અને
l છે, તે લક્ષ્યમાં સામાન્ય પ્રજાનું હિત પણ સમાયેલું છે.
જે કોઇ બોલે તેમાં પ્રધાનપણે સિદ્ધાન્ત, ભાવના,
ાસ, વસ્તુસ્થિતિવર્ણન આદિ જોઇએ, અંગત રાગદ્વેષ
અંગત ટીકા ન જોઇએ, એ હું કહી ગયો. શું અંગત
ય શું ના કહેવાય, એ પણ સૌ ધારે છે એટલો
l પ્રશ્ન નથી. આ વિશે હું એક જ વિનંતિ કરીશ. કોઇ
ઉક્તિ અંગત પણ લાગે, તેમ તે સિદ્ધાન્ત, ભાવના,
ાસ કે આવશ્યક વિગતના વર્ણનની પણ હોય; આ
ું હોય ત્યાં સૌએ ઉદાર રહી બોલનારનો આશય
l નહીં ગણવો, જે ઉક્તિનો બીજો અર્થ જ ન થાય
જ અંગત ગણવી: બાકી સર્વે બિનંગત ગણવી.

પ્રો. પાઠકજીના ભાષણમાં પરિષદ અને પરિષદમંડલ એમ વિષયો આવે છે. અને એમણે "ગુજરાત" માસિકના ચાલતા અંકમાં આવેલા વિષયોનો, "સાહિત્ય" માસિકના ચાલતા અંકમાં રા. રા. મટુભાઇ કાંટાવાળાએ પોતાના અભિપ્રાય જણાવ્યા છે તેનો, અને "પ્રસ્થાન" માસિકના ચાલતા અંકમાં રા. રા. રામનારાયણ પાઠકે પોતાના અભિપ્રાય બતાવ્યા છે તેનો સ્પર્શ કરેલો છે. પ્રો. અતિસુખશંકર ત્રિવેદીએ આજે આરમ્ભમાં મ્હને વિશેષણ ત્રિપુટીથી નવાજ્યો. મ્હને એમણે ચોકસ, અડગ, પ્રામાણિક વિચારોવાળો જણાવ્યો. એ તો જેવો એમનો મ્હારા ઉપરનો અંગત ભાવ. પણ રા. રા. મટુભાઇ અને રા. રા. રામનારાયણના એમના માસિકોમાંના વિચારો, "હિન્દુસ્થાન" દૈનિકના તા. ૧૦ મી એપ્રિલ અને ૬ ઠ્ઠી મેના અંકમાં પ્રકટ થયેલા રા. રા. નગીનદાસ માસ્તર અને રા. રા. કેશવપ્રસાદ દેસાઇના વિચારો અને "ગુજરાતી પંચ"ના ૧૧ મી એપ્રિલના અંકના અગ્રલેખમાંના વિચારો ઓછા ચોકસ કે ઓછા પ્રામાણિક નથી.

હવે "ગુજરાત" ના ચાલુ અંકમાં રા. રા. કનૈયાલાલ મુનશીએ કરેલું લખાણ જુવો. એ ઓછું પ્રામાણિક છે એમ કહેવા કે સૂચવવા પણ હું માગતો નથી. પણ આટલું તો મ્હારે કહેવું જ પડે એમ છે કે એ એક કાબેલ વકીલની વકીલાત ( advocacy એડવોકસી ) ના જેવું વિશેષ

દેખાય છે. એમની કે કોઈની વકીલાત સામે વકીલાત લડાવવાનું કાર્ય મ્હને આવડે કે નહીં, એ એક સવાલ છેઃ કદાચ મ્હારી જાહેરમાં ચીંધાતી "પ્રામાણિકતા" ને અંગે એ મ્હારી અશક્તિ પણ હોયઃ પરન્તુ આવડે તોપણ વકીલાત સામે વકીલાત મ્હારે લડાવવી જ નથીઃ પરિષદના ક્ષેત્રમાં પરિષદની અને આપણા સાહિત્યની અભિવૃદ્ધિ અને ઉન્નતિના વ્યવહારુ સહકારને માટે આપણે જરૂર છે, વકીલાતની નહીં પણ સત્યનિષ્ઠાની, સાધુતાની, અન્યોન્ય વિશ્વાસની, મીઠાશ અને ઉમંગના વાતાવરણની, અને ભાવના વફાદારીની. "Plato is a Friend but the cause of Truth is higher than mere personal friendship"* એ એરિસ્ટોટલનું મહાવાક્ય સ્મરીને આપણે આગળ ચાલિયે.

"ગુજરાત"ના ચાલતા અંકમાં રા. રા. મટુભાઈ કાંટાવાળાની છબી તળે શેરો માર્યો છે–"પરિષદમંડલની જનેતા"! એ ઠઠ્ઠા લહરને વિશે દલીલ કરવી તે પતંગિયાને ત્રાજવે તોળવા જેવું થાય. પણ હકીકતનું સ્વરૂપ સૌએ જાણવું જોઈએ.

પરિષદમંડલ એટલે હમણાં જે મંજૂર રહ્યું છે તે

---

* "પ્લેટો આપણા મિત્ર છે, પણ સત્યાસત્યનો નિર્ણય શોધતા હઈયે ત્યાં અંગત મિત્રપ્રીતિ કરતાં સત્યપ્રીતિ જ આપણે વિશેષ ગણવી જોઈએ."

બન્ધારણ એમ અર્થ લઇયે, તો એ બન્ધારણમાં મટુભાઇ જાતે શા શા દોષ જુવે છે, તે એમણે જ સાહિત્યના ચાલતા અંકમાં જણાવેલું છે.

અત્યારનું પરિષદમંડલ કેવી રીતે અસ્તિત્વમાં આવ્યું તે હું હવે તમને બધો ઇતિહાસ બનતા ટુંકાણમાં જણાવીને કહીશ.

ભંડોળ કમિટિનું કામ થોડો વખત ચાલ્યું તે પછી તેની વ્યવસ્થામાં મ્હારી સાથે કોને સામેલ રાખું એ સવાલ મ્હને કુદરતી રીતે સ્ફુર્યો. ભાઇ રણજિતરામ કોઇ સ્થલે સ્થિર થાય એટલે એમને અનુકૂલ પડે તેટલો સમય એ અમારે બેએ આગળ ચલાવવું, પછી એમને માથે જ ભાર નાખી મ્હારે શોભાના થઇ જવું, એ અમારા બેયનો વિચાર હતો. પ્હેલી તકે પૂરેપૂરા ખસી જવું એ પણ મ્હારો પોતાનો નિશ્ચય હતો. પરંતુ આ કઇં બની શકે, રણજિતરામ પણ સ્થિર થઇ શકે, તે પ્હેલાં તો એમનો દેહ પડી ગયો.

પછી રા. રા. ભાઇ હીરાલાલનો વિચાર મ્હને થયો. પણ 'ગુજરાત વર્નાક્યુલર સોસાયટી'ના એઓ નોકર, એટલે સોસાયટીને બધો સમય અને બધી શક્તિ આપવા બંધાયેલા, અને એવી જ બીજી સંસ્થા, હજી તો બાલકસંસ્થા જે ઘણી વધારે એકાગ્રતા માગે એવી, તેનો ભાર તેઓ મુખ્ય અને એકલા સ્વયંસેવક તરીકે માથે લે, એ વિચાર જ મ્હને ખુંચ્યો. હાલની જેમ પરિષદમંડલના ચાર મંત્રી-

એમાંના એક લેખે રહે એ બેશક જૂદા જ રૂપની હકીકત છે. સાત અધિકારીમાંથી ચાર મંત્રી એ શા અર્થે એ પણ એક સવાલ છે. પરન્તુ એ ચારમાંથી પણ મુખ્ય અને કાર્યકર્તા મંત્રી એઓ તો થઇ શકે કે કેમ એ વિશે શંકાને સ્થાન છે એમ સૌ સ્વીકારશે.

વારુ. બીજા એકબે જાણીતા ઉત્સાહી અને લોકપ્રિય સાહિત્યસેવકો વિશે વિચાર આવ્યા કે એમને ભંડોળ કમિટિના કાર્યવાહક બનાવવા, પણ એ વિચાર તો આવ્યા તેવા જ અસ્ત પામી ગયા એટલે એ બધું જવા દઉં છું.

વળી મ્હારી બદલી પૂણે થઇ હતી, હું જન્મારો પૂણે ગુજરાત બ્હાર જ ગાળીશ એવા સંજોગો હતા. ભંડોળ કમિટિનું કામકાજ કરવામાં મ્હને વધારે મુશ્કેલી પડવા માંડી, કેવી તેનો પ્રો. મોહનલાલ દવે અહીં બેઠા છે, એઓને જાત અનુભવ છે. એક ઠેકાણે કર્તા હોય, બીજે છાપખાનું હોય, ત્રીજે હું હોઉં, છાપખાનું પણ એક મરી જાય અથવા તેમાંનો મુખ્ય માણસ ખસી બીજામાં જોડાય, અને ચોપડીનું કામ બીજા અને ત્રીજા છાપખાનામાં જાય, વગેરે વિગત પાછળ આપનો વધુ સમય નથી લેતો.

અમદાવાદે પરિષદ ન્હોતરી. રા. રા. હીરાલાલ, રા. રા. હરિપ્રસાદ દેસાઇ વગેરે ત્યાંના મંત્રીઓએ વિચાર કર્યો પરિષદમંડલ કરવું: મેં કહ્યું હું તૈયાર છું, ભંડોળ કમિટિનું રૂપાન્તર પરિષદમંડલમાં કરી નાખો. મ્હારી હા

છે. પરિષદમંડલનો વિચાર અસ્તિત્વમાં આવ્યો આ રીતે. પરિષદમંડલની જનેતા ભંડોળ કમિટિ, અને અમદાવાદની પરિષદના મંત્રીઓ, અને હું. એમનો ઉમંગ, મ્હારી સંમતિ. રા. બ. હરગોવિંદદાસે પોતાના દશહજાર અને બીજા પાંચ હજાર એમ બે ડોનેશન (દાનમૂડી) એ મંડલને આપવા પરિષદમાં જ જાહેર કર્યું, એટલે અંશે રા.બ. હરગોવિંદદાસ અને રા. રા. મટુભાઇ પણ ઉત્પાદકોમાં ગણવા હોય તો ગણાય ખરા, પણ એથી વધારે નહીં.

મ્હારે એકલાને તો એ જુમ્મેદારી જોઇતીજ ન્હોતી. ભંડોળ કમિટિની જુમ્મેદારી જ મ્હારે તો મ્હારે માથેથી ઉતારવી હતી. એ જુમ્મો કોઇ માથે લઇ લે તેમાં હું રાજી હતો, તેને એમ કરવામાં સરલતા કરી આપવાને તૈયાર હતો.

અમદાવાદે વિચારને જન્મ તો આપ્યો, પણ તેનો અમલ કોઇએ કર્યો નહીં. ભાવનગરમાં પરિષદ મળી અને મંડલ ન થયું, થતું નથી, નહીં થાય, એવાં ચિહ્ન દેખાવા લાગ્યાં, તે સાથે મ્હારા ઉપર આરોપ મુકાવા લાગ્યા. ભંડોળ કેમ આપતો નથી વગેરે પણ બેજવાબદાર લોકો બબડવા લાગ્યા. મંડલ બંધાય નહીં પરિષદમાં મંજૂર થાય નહીં, ત્યાં લગી કોને આપી દઉં? કોને માથે ભાર નાખી દઉં? પછી તેમ કર્યું એ મ્હારી ભૂલ ગણાય, તો મ્હારી શી સ્થિતિ થાય?

ભાવનગર પરિષદ મળી. એ કશો ભાર કે પુરસ્કાર મ્હને નથી જોઇતાં, મારી પાસેથી લઇ લ્યો, મંડલ કરો, હું અનુકૂલ છું, એમ મેં અમદાવાદની પરિષદ મળી તે અગાઉથી જણાવેલું છે તે નિખાલસતાથી જ જણાવ્યું છે; મંડલ થતું નથી તેમાં હું શું કરું, તેનો દોષ મ્હને શેના આરોપો, વગેરે મેં કહ્યું. કંઇક સમઝાયું.

ભાવનગર પરિષદે ઠરાવ કર્યો. એમણે જે ઠરાવનો ખરડો વિષયસમિતિમાં ચર્ચવા મુકેલો તેની નકલ મારી પાસે છે. એમણે જે ઠરાવ કર્યો તેની નોંધ મારી પાસે છે.

એમના ઠરાવ તરીકે જે એમના અહેવાલ પુસ્તકમાં પ્રકટ થયો છે તે ઠરાવ, મ્હારે કહેવું જોઇએ કે મૂલ પ્રમાણે નથી. થોડા શબ્દોમાં ફેરફાર થઇ ગયો છે.

અસ્તુ. લખાણું તે વંચાણું. એ ઠરાવ એવી રીતે છપાયો છે કે મંડલ પોતાનું બન્ધારણ કરે, પોતે રજિસ્ટર થઇ જાય, કામ આરમ્ભી દે. ભાવનગર પરિષદે કરેલો ઠરાવ તો પરિષદ મંજૂર કરે ત્યારે જ બન્ધારણ થયું ગણાય, એ રૂપનો હતો. આ જે રૂપનો છાપેલો ઠરાવ આપણે જોઇયે છિયે, તેમાં એબ નથી ?

એમાંથી કઇ રીતનો ઠરાવ હોવો જોઇએ તે વિચારો. અરે, છાપેલા અહેવાલમાં પરિષદે આ માટે કમિટિ નીમી, તેના નામોની યાદીમાં પણ ઠેકાણું નથી. હશે, પછી મંડલના બન્ધારણ વિશે પ્રયાસ થવા લાગ્યા. કાગળ પત્રોથી

જણાયું કે એ બાબતમાં રા. રા. હીરાલાલ વગેરેના વિચારો અને મ્હારા વિચારોમાં મેળ નથી. એમના વિચાર મ્હને અવ્યવહારુ જણાયા. હું આઘો રહ્યો. રા. રા. હીરાલાલ, મટુભાઇ આદિએ પોતાના વિચાર પ્રમાણેનું ટુંકું બન્ધારણ ઘડ્યું. રા. રા. મટુભાઇને પરિષદમંડલની જનેતા લેખે ગણાવવા હોય તો કદાચ આ પ્રથમ બન્ધારણની જનેતા એમને કહી શકાય. પણ એ બન્ધારણ માટેની બેઠકોમાં હું હાજર નહીં હતો એટલે એ વિશે મ્હને પૂરતી ચોક્સ માહિતી નથી.

પછી આ તખ્તા ઉપર પ્રવેશ થયો રા. રા. કનૈયાલાલ મુનશીનોઃ પરિષદમંડલના આ બન્ધારણ નંબર બીજાની જનેતાનોઃ એમણે "સંસદ" તરફથી ભાવનગરની પરિષદમાં પરિષદને મુંબાઇનું ન્હોતરું આપ્યું હતું. વારો પણ મુંબાઇનો જ હતો. એમને મુંબાઇમાં પરિષદ ઇસ્ટરમાં ભરવી હતી એટલે "સંસદ" ના છેલ્લા આબ્દિક સંમેલન પછી એમણે એ ચળવળ ઉપાડી. પરિષદમંડલનું બન્ધારણ જોયું, એને લગતા કાગળપત્રો પણ રા. રા. હીરાલાલ, રા. રા, મટુ-ભાઇ, વગેરે કને એમણે જોયા; મ્હારા કાગળોમાંથી રા. રા. હીરાલાલે એમને કેટલાક ફકરાની નકલો પણ આપી–મ્હને પૂછ્યા કે જણાવ્યા વગર જ. આ રીત કેટલી વખાણવા લાયક તે સવાલ સૌએ પોતપોતાના અનુભવ પ્રમાણે વિચારી લેવો. હું તો એ પ્રમાણે મ્હારી ઉપર આવેલા કોઇના

કાગળો કે તેમાંના ફકરાઓની નકલ બીજાને ન આપું. સુધરેલા દેશોમાં આ વિશે શું સભ્ય (gentlemanly જેન્ટલ્મૅન્લિ) ગણાય, કાગળ બીજાને જણાવતાં લેખકની રજા મેળવવાની ફરજ, વગેરે વિશે શા નિયમો પળાય છે, એ બધો વિચાર ત્હમને જ સોંપી દઉં છું.

રા. રા. કનૈયાલાલ મુનશીએ અનુકૂલ વાતાવરણ અને નવું બન્ધારણ રચ્યાં, એઓ કહે છે તેમ એ નવા બન્ધારણની એક નકલ એમણે મ્હને જોવા આપી. મેં એમને સલાહ આપી આમાં ત્હમારે પડવા જેવું નથી, એ વાત ખરી છે. પણ મેં એમને કહ્યું હતું તે બહુ જૂદે રૂપે કહ્યું હતું. મેં તો એમને કહ્યું હતું, ત્હમને ત્હમારી નવલો વગેરે માટે પણ પૂરતો વખત પૂરતી એકાગ્રતા નથી મળતાં અને તેથી એ દરેકમાં દોષ રહી જાય છે. સાહિત્ય સેવામાં વધુ વખત આપવા ઉમંગ હોય તો તે આપો પ્રથમ દરજ્જે આ ત્હમારી કૃતિઓને જ. પછી બીજા કોઇ હેતુથી આમાં ત્હમારે પડવું હોય તો ત્હમે જાણો. ત્હમે ભરજુવાન છો, કેટલીક બાબતમાં ફાવ્યા છો, ત્હમને વારવા પ્રયત્ન કરવો મિથ્યા છે, પણ મ્હારું મત ચાહો છો તો મ્હારી તો એક મિત્ર લેખે આ સલાહ છે.

આ લખે છે તે સાથેસાથે એઓ મ્હારા હૃદયની સ્થિતિ વિશે લખે છે, મ્હારું હૃદય એઓ શું જાણે? નવલકાર હોય તેનામાં જીવતી વ્યક્તિઓનાં હૃદય જાણ-

વાની શક્તિ વધારે હોય કે ઓછી? કલ્પનામય જોવાની શક્તિ ખીલે, તેમતેમ વસ્તુસ્થિતિ પરખવાની શકિત વધે જ એવો નિયમ નથી.

વળી એઓ ન્યાય–અન્યાયની વાતો પણ સાથેસાથે ડહોળે છે. મ્હને મ્હારા ઝમાનાએ ન્યાય નથી આપ્યો એમ એઓ માને છે. શાને વારુ ? મેં ન્યાય માગ્યો ક્યારે જે? ન્યાય અને સત્ય અને તત્ત્વ એ તો બડી બડી બાતાં છે. મ્હારો ન્યાય આ ઝમાનો કરે, કરશે, કરી શકશે, એમ મેં કદાપિ માન્યું નથી, વાંછ્યું નથી, સમ્ભવિત પણ કલ્પ્યું નથી. મ્હને એ વિશેનો હર્ષશોક રજ પણ નથી. ન્યાય કે બીજું કશું યે જાતને માટે મેળવવાની અહંતા મ્હારા સાહિત્ય જીવનમાં પ્રવૃત્તિહેતુ નથી.

હું એમને અન્યાય કરું છું એમ પણ એઓને લાગે છે. એમની શકિતઓ વિશે જાહેરમાં સ્પષ્ટ સ્તુતિ કરનાર હું તો ધારું છું કે હું જ પ્રથમ પ્હેલો; 'મારી કમલા' વગેરે એમની ટૂંકી વાર્તાઓની પ્હેલી આવૃત્તિ પ્રકટ કરવાની સરલતા ભંડોળ કમિટિએ કરી આપી હતી; એ ચોપડીનાં સૌથી પ્હેલાં અવલોકનો મેં જ લખ્યાં હતાં; વળી એમના 'રાજાધિરાજ'ના અંગ્રેજી અવલોકનને માટે 'બોમ્બે ક્રૉનિકલ' દૈનિકના તંત્રી એકબે વધુ જાણીતા ગુજરાતીઓ કનેથી નાસીપાસ થતાં તેમણે મ્હને વિનંતિ કરી, અને તે મેં એમને તુરત લખી આપ્યું હતું. આ બાબતો અહીં ઉચ્ચારું

છું એટલા માટે કે મ્હારે હાથે રા. રા. કનુભાઈ મુનશીને અન્યાય થવાનો સમ્ભવ મ્હને તો લાગતો નથી. રા. રા. રણજિતરામ, રા. રા. મનસુખલાલ માસ્તર, રા. રા. ખુશાલ શાહ, રા. રા. કાન્તિલાલ પંડ્યા, રા. રા. ઇન્દુલાલ યાજ્ઞિક, રા. રા, ચંદ્રશંકર, રા. રા. નવલરામ, રા. રા. હાજી મહમ્મદ, રા. રા. રવિશંકર રાવળ, રા. રા. વિજયરાય વૈદ્ય, રા. રા. ગૌરીશંકર, રા. રા. •તિપતિરામ, રા. રા. બટુ ઉમરવાડિયા, રા. રા. વિશ્વનાથ ભટ્ટ, વગેરે લેખકોના લખાણ સારાં જોવામાં આવતાં તેમને હું ચાહીને મળેલો, તેમની સાંથે સમ્બન્ધમાં આવવા, તેમની ભાવનાઓ આદિ જાણવાને મેં પ્રયત્ન કરેલા, તે પ્રમાણે રા. રા. કનૈયાલાલને પણ એઓ "ઘનસ્યામ" આદિ તખલ્લુસ પાછળ છુપાતા હતા ત્યારથી હું ચાહીને મળેલો, અને ઉપર ગણાવેલા બીજા કોઇને મેં અન્યાય કર્યો એમ તેમને કોઇને લાગેલું નથી, ત્યારે રા. રા. કનુભાઇને એમ કેમ લાગતુ હશે તે મ્હારાથી તો સમઝાતું પણ નથી. તથાપિ એમના દિલમાં આમ છે, તો એમની કૃતિઓ અને એમનાં કાર્યોને હજી વધારે સહાનુભૂતિથી જોવાનો બનતો પ્રયત્ન કરીશ; જો કે પરિણામે એમનો સન્તોષ મેળવી શકીશ કે શી રીતે તે તો નજાને.

રા. રા. મુનશીએ મ્હને બન્ધારણ મોકલ્યું. મેં અભિપ્રાય ન આપ્યો. પછી જાનેવારીમાં એ બન્ધારણ નક્કી

કરવા એક પેટાકમિટિ નીમાઇ. આ વિશે હું બે સવાલ પૂછું છું:

ભંડોળ કમિટિમાંથી પરિષદમંડલ–એ નિશ્ચયને વળગી રહેવું હતું તો એ પેટાકમિટિમાં રા. રા. લલ્લુભાઇ સામળદાસ અને હું મુકાવા જોઇતા ન હતા? અમારો એ પેટા કમિટિમાં મુકાવાનો હક્ક નહીં હતો? હું તો જે તે તોડવાજ માગું એમ રા. રા. હીરાલાલ કદાચ માનતા હશે, રા. રા. લલ્લુભાઇની સામે તો ખરો વા ખોટો એ અપવાદ હતો જ નહીં.

અને બીજો સવાલ: એ બન્ધારણ પેટાકમિટિને નક્કી કરવા સોંપાયું તે સાથે જાનેવારી ૧૯૨૬ માં જ પ્રકટ શા માટે કરવામાં ના આવ્યું? પરિષદ અને પરિષદમંડલના હિત અને બન્ધારણના સવાલમાં, ગુજરાતી ભાષા અને સાહિત્યની અભિવૃદ્ધિના સવાલમાં, આખા ગુજરાતમાં, રસ લે છે એ લક્ષણથી જાણીતાં માણસો, ૨૦૦ થી વધારે નથી; જેમની યાદી કરવી જરા પણ મુસ્કેલ નથી; જેમનાં સરનામાં પણ મોટે ભાગે જાણીતાં છે. આવી મોટી બાબતનું બન્ધારણ આવા વિવાદગ્રસ્ત વિષયને લગતો ખરડો પ્હેલી તકે પ્રકાશમાં મુકવાનો રિવાજ, સુધરેલા દેશોમાં બધે જ સર્વસ્વીકૃત છે. ૨૦૦–૨૫૦ માણસોને એ ખરડો મોકલવો, સુધારા અને સૂચનાઓની માગણીના એક વિનંતિપત્ર સાથે અને તેજ વખતે એ પત્ર અને એ ખરડો વર્તમાનપત્રોમાં

પ્રકટ કરવો, એટલું કરવામાં મુશ્કેલી શી હતી ? એમ શા માટે કરવામાં ના આવ્યું એ મ્હારો બીજો સવાલ છે. આવી બાબત બન્ધ બારણે કરવાની હોય ખરી ? ભાવનગર પરિષદે જેટલા માણસની કમિટિ નીમેલી તે સર્વને પણ જાનેવારીમાં આ ખરડો મોકલવામાં ન્હોતો આવ્યો. રા. રા. કનુભાઇ મુનશીએ ચૈત્રના "ગુજરાત" માં જેટલાં નામ આપ્યાં છે તે ઉપરાંત બીજા કોઇકને જ એ મોકલવામાં આવ્યો હશે.

ફેબ્રુઆરીમાં વડોદરા મુકામે કમિટિએ નક્કી કરેલો ખરડો પાસ કરવાને મંડળની બેઠક થઇ. તે બઠક ઉપર મેં કાગળ મોકલ્યો એ કાગળ મેં તો રા. રા. અંબાલાલ જાનીને માત્ર જોવા મોકલેલો તે એમણે "ગુજરાતી" સાતવારિયામાં છાપી પણ દીધો, અને "ગુજરાતી"નો એ અંક બેઠક મળે તે અગાઉ એ જ ૧૪ મી તારીખે સ્હવારે વડોદરે પ્હોંચી પણ ગયો. એ કાગળમાં શું લખ્યું હતું ?* મુદ્દાની જ બાબતો. આ બન્ધારણમાં એક વિભાગ પરિષદના બન્ધારણને લગતો છે, તે વિભાગ આ મંડલ મંજૂર કરી શકે નહીં; એ વિભાગની મંજૂરી પરિષદ જાતેજ કરી શકે. ખરડો અતિશય ગુંચવણિયો અને મહત્ત્વનો છે તેની પ્રસિદ્ધિ કરી સુધારા સૂચના આદિ મંગાવો; લોકો તે મોકલી શકે એટલો સમય આપો; આમ એને ઠોકી દેવો ઠીક નથી; મંડળની કાયદેસર સત્તાની અંદર આવતી બાબત હોય

* જુવો પૃ. ૧–૪.

તથાપિ એમ કરવું ન ઘટે. અને ત્રીજું–આખા ખરડામાં એક સ્વીકૃતિ એ છે કે આબ્દિક સભાસદો ઘણા થશે. આમ નહીં બને તો ? એ વિચાર સરખો ખરડો બાંધનારાઓએ કર્યો જણાતો નથી. આ ત્રણ બાબતોમાંથી પ્હેલી, જે એમના ધ્યાન ઉપર આવ્યા પછી પણ અખાડા કરી જવા એમની તાકત જ હતી નહીં, તે એક ઉપર જ ધ્યાન અપાયું.

અરે, હજી તો મ્હારી કથા અર્ધે આવી છે અને વખત ઘણો થઇ ગયો છે, પાંચ પંદર મિનિટમાં આ સભા બરખાસ્ત કરવી જોઇએ. તેમ કરતાં પ્હેલાં ત્હમે સૌએ જે શાન્તિ અને એકાગ્રતાથી આ પીંજણ સાંભળ્યું છે તેથી મ્હને ઘણો આનન્દ થાય છે અને ત્હમારો મ્હારા ઉપર ઘણોજ ઉપકાર થયો છે. અર્ધી રહેલી હકીકત આટલી લૂખી નથી. અને તે કહેવામાં પરિષદ અને પરિષદમંડલ બંનેની હકી-કત સાથેસાથે આપી શકાય એમ છે. પરન્તુ એ સર્વ અત્યારે તો પડ્યું જ મુકીને હું આપના મન ઉપર બે બાબત સૌથી ઊંડી છાપવા માગું છું.

ચૈત્રના "ગુજરાત"માં રા. રા. કનૈયાલાલ મુનશી બીજાઓના ઉપર અંગત 'મોટિવ (motive),' વૈયક્તિક રાગદ્વેષના આશયોનો આરોપ કરે છે. આ એમને છાજતું નથી. કોઇ પણ સજ્જનને છાજે નહીં. ઈર્ષ્યા, દ્વેષ, કટુતા આદિને ત્યાજ્ય અરે કાપી નાંખવા લાયક ગણતો

હોય એવા દરેક માણસે જાણવુંજ જોઇએ, કે અંગત રાગ-દ્વેષના આશયો (motives)નો આરોપ દ્વેષ અને કટુતા ઉત્પન્ન કરવા અને ફેલાવવાનો જ રામબાણ ઉપાય છે. વારુ આ બન્ધારણનો પરિષદને લગતો વિભાગ તો થોડો ઘણો પરિષદવિષયસમિતિમાં જ સુધારવામાં આવ્યો છે. પરન્તુ મેં પરિષદ થઇ રહ્યા પછી તા, ૧૧ ઍપ્રિલના "ગુજરાતી" માં લખ્યું છે* તે પ્રમાણે હજી આ બન્ધારણમાં બે ગંભીર દોષ છે. પ્હેલો એની કાર્યવાહક સમિતિના બન્ધારણનો દોષ. એ સમિતિમાં પ્રમુખ ઉપપ્રમુખ મંત્રીઓ અને ત્રીજોરરો ઉપરાંત કોઇ છે જ નહીં: આ સમિતિના બન્ધારણમાં સામાન્ય સભ્યો ઉમેરીને એને 'ફાર્બસ સભા,' 'ગુજરાત વર્નાક્યુલર સોસાયટી' આદિની કાર્યવાહક સમિતિઓના જેવી બનાવવાની છે.

બીજો દોષ મંડલના હેતુઓ અતિ વિશાલ રાખવામાં આવ્યા છે તે છે. એ કલમને અન્તે ટીપ જુવોઃ આપી છે તે ટીપ પ્રમાણે ભીલોની બોલી, કાઠીઓની ભાષા, શ્રીમાળ,* ભિન્નમાળ નષ્ટ થયેલી વલભી આદિ ગુજરાતના પાટ-નગર હતાં, તે કાલે ત્યાં જે પ્રાકૃત બોલાતી હશે તે ભાષા, વગેરે ઘણુંઘણું આપણી ગુજરાતી ભાષામાં આવી જાય. વારુ. એના હેતુઓમાંથી આમાં જે આઠ હેતુઓ લખ્યા

---

* જુવો પૃ. ૨૭મેથી શરુ થયેલો વિષય.

છે તેમાંથી માત્ર બે બિન્દુઓ જુવો: છાપખાનું ખરીદવું અને ચલાવવું, એ એક બિન્દુ: સામયિક–દૈનિક, સાપ્તાહિક, માસિક,–ચલાવવું કે ચલાવવા, એ બીજું. હું આ બંનેની વિરુદ્ધ છું. રા. રા. કેશવપ્રસાદ દેસાઇના મત વિશે આરમ્ભમાં જ હું આપને જણાવી ગયો. એઓ પણ વિરુદ્ધ છે. બીજા ઘણા વિરુદ્ધ છે. જેને જેને સામયિકો ચલાવવાનો છાપખાના ચલાવવાનો વગેરે જાત અનુભવ છે, તે સો અથવા તો તેમાંના ઘણાખરા સ્વીકારશે કે પરિષદને નામે આખા ગુજરાત તર્ફથી થતાં ટ્રસ્ટ ફંડમાંથી આ કાર્યો કરવામાં અનેકાનેક મોટી મુશ્કેલીઓ પડે જ.

અસ્તુ. આ અને બીજા સુધારા આ બન્ધારણમાં કેમ કરવા ? એ બન્ધારણની સુધારણાને માટે એ બન્ધારણમાં જે જે કલમો છે તે કલમો પ્રમાણે. હવે બીજો રસ્તો જ નથી. તો સૌને હું આગ્રહપૂર્વક વીનવું છું–અને આજ મ્હારું છેલ્લું વાકય છે–જે પરિષદમંડલમાં સુરતમાંથી અને બીજા શહેરોમાંથી સંખ્યાબન્ધ સ્વતંત્ર માણસોએ આબ્દિક લવાજમ આપીને જોડાવું: મંડલમાં આવો, સૌ બાબતનો સ્વતંત્રપણે વિચાર કરો, અને જે સુધારા આવશ્યક લાગે તે કરવામાં બનતી મદદ આપો.



# ગુજરાતી સાહિત્ય પરિષદ ભંડોળ કમિટિ, અને રા. રા. હીરાલાલ ત્રિ. પારેખના આક્ષેપો. *

## ૧. ખારીલા આક્ષેપો.

ખારીલા આક્ષેપોને જવાબ ઘટે નહીં. વળી ગેરરીતના હુમલા વિશે દુનિયા જાતે જોઇ લે છે, જો કે વ્હેલીમોડી. એટલે થોડા વખત ઉપર 'વસન્ત' માસિકમાં તેના પ્રતિષ્ઠિત તંત્રીની 'ગલતી'થી+ પ્રકટ થવા પામેલા 'પરિષદમંડલનો અહેવાલ' નામે લખાણમાં મ્હારા સામે જે લખાયું

*ગુજરાતી સાતવારિયામાં કટકે કટકે આવેલા જવાબ, તા. ૧૪-૧૧-૨૬ થી તા. ૬-૨-૨૭ સુધીના અંકોમાંઃ આ સમયના સાત અંકોમાં જ: ઉપલા બે ઉપરાંત ૨૧-૧૧-૨૬, ૨૬-૧૨-૨૭, ૨-૧-૨૭, ૨૩-૧-૨૭ અને ૩૦-૧-૨૭ ના અંકો. રા. રા. હીરાલાલ ત્રિ. પારેખના નિબન્ધ માટે જુવો 'વસન્ત' માસિક જેઠ ૧૯૮૨ નો અંક.

+ રા. પારેખે આ નિબંધની કેટલીક નકલો છુટી વ્હેંચી તે કેટલાકને 'વસન્ત' ના જેઠ માસના અંકથી વ્હેલી પહોંચી. મ્હને એક નકલ મળીને તુરત રા. રા. આનંદશંકર ધ્રુવને મેં પૂછાવ્યું:–' આને ત્હમારા માસિકમાં દાખલ કરતાં પ્હેલાં તમે એ વાંચેલો ખરો?' વળતી ટપાલે જ રા ધ્રુવનો જવાબ આવી ગયો, જેમાંથી થોડો ભાગ, એમની પરવાનગીથી અહીં ઉતારું છું. રા. ધ્રુવ જેવા સદ્‌ગૃહસ્થ અને મ્હારા તો વર્ષોના મિત્ર આમ મ્હારી માફી માગે છે, એ હકીકત જાહેર કરતાં મ્હને

છે તેને સજાતીય જવાબ આપવો જ નથી. એમાંના અંગત અંશોની અવગણના જ યોગ્ય ગણું છું. પરન્તુ એમાં પરિષદ, ભંડોળ કમિટિ, આદિને લગતી જાહેર બાબતો ભ્રમ ઉપજે એમ વિકૃત રૂપે વર્ણવેલી હોવાથી, કેટલાક માનનીય મિત્રો આગ્રહ કરે છે કે મોટી અને સાચી હકીકતો યોગ્ય પ્રકાશમા જણાવવા પૂરતું તો લખવું પડે. એટલે એ

---

કેટલો કચવાટ થતો હશે, તેની કલ્પના વાંચનારેજ કરવી; પણ પછી પ્રકટ થયેલા 'વસન્ત'ના અંકોમાં આ હકીકતને એમણે પોતે સ્પર્શ કર્યો નથી, એટલે આ એમના શબ્દો જાહેરમાં મુકવાની ફરજ એમના વતી હુંજ બજાવું છું. ઊતારામાં વચ્ચે થોડા શબ્દો સ્ફુટતાની ખાતર મેં ઉમેર્યા છે, તે ઊતારાને બનતા સુધી ટુંકો રાખવા માટે છે, અને એ મ્હારાં ઉમેરણ કૌંસની વચ્ચે મુકેલાં છે તેટલાંજ છેઃ—

(એ વિષય) 'મેં પ્રસિદ્ધ કરતાં પ્હેલાં વાંચ્યો ન્હોતો, બલ્કે ત્હમારો' (એકજ વાકયનો, સવાલ પૂછતો) 'પત્ર મળ્યા પછી જ મેં પ્હેલવ્હેલો વાંચ્યો. તંત્રી તરીકેના મ્હારા કર્ત્તવ્યમાં મ્હારો અક્ષમ્ય અપરાધ થયો છે, તે માટે હું ઘણોજ દિલગીર છું, હકીકત આ પ્રમાણે બની...મેં પરવાનગી' (વગર વાંચ્યે જ) 'આપી. પણ એમ કરવામાં મ્હારી ખરેખર મોટી ભૂલ થઇ છે. રા. પારેખને ભંડોળ કમિટિ સમ્બન્ધી લખવાની છૂટ આપત, પણ ત્હમારા ઉપર જે અયુક્ત ભાષામાં આક્ષેપ કર્યા છે, તે હું જરૂર કાઢી નાખત. હવે એ ભૂલ માટે પશ્ચાત્તાપ જ કરવો રહ્યો...ખરેખર હું દિલગીર છું. આ ગલતી માટે ક્ષમા કરશો...'

આગ્રહને માન આપીને, તથા કેટલોક સમય જાણીને જવા દીધા પછી આ લખું છું.

એક અંગત જેવી વાત પ્હેલી ઊકેલી લઉં. કાગળો ઉપર "ખાનગી" એમ ના લખ્યું હોય તો ય તે ખાનગી છે. કાગળોમાં લેખક સામા માણુસને વિશ્વાસ અને સ્નેહથી પોતાનાં દૃષ્ટિબિન્દુ છૂટથી અને ચાલતી લેખણુની ઝડપમાં જેમ આવે તેમ જણુાવે છે. આવા નિખાલસ વ્યવહારમાં કાગળોની પવિત્રતા બંને જણુ પૂરેપૂરી જાળવે, એ આવશ્યક છે. અને ગૃહસ્થાઇમાં ટેવાયલા સૌ એ પવિત્રતાને કુદરતી રીતે રક્ષે પણુ છે. મ્હારા કાગળો કે તેમાંથી ફકરા રા. પારેખે જાહેર ચર્ચામાં ઉપયોગને માટે મ્હને પૂછ્યા વિના રા. કનૈયાલાલ મુનશીને આપ્યા, જેમણે એ કાગળોનો છેલ્લી પરિષદની વિષયસમિતિમાં થોડો ઉપયોગ પણુ કર્યોઃ વધારે કરત, પરન્તુ મેં એમને તુરત અટકાવી દીધા. અને આ વિશે પછી પ્રસંગોપાત મેં જાહેરમાં કહ્યું,× કે જાહેર ચર્ચામાં આવી રીત ગૃહસ્થાઇ લેખે પ્રશસ્ત ગણાય છે એવા વર્તનથી વેગળી છે. આ મ્હારી ફરિયાદ વિશે રા. મુનશીએ મૌનજ રાખ્યું છે,+ અને રા. પારેખે તો ઉપર પ્રમાણે એક-

× સુરતમાં મેં ત્યાંની સાહિત્યસભામાં પ્રમુખપદેથી ભાષણુ કરેલું તેમાંઃ જુવો પાછળ પૃ. ૧૯મેથી શરુ થતો વિષય.

+આ જવાબનો આ ભાગ પ્રકટ થયા પછી રા. મુનશીએ 'ગુજરાતી' ને પોતાનો જે ખુલાસો હતો તે લખી જણુાવેલો;

વાર કર્યું છે તે ઉપરાંત આ એમના નિબન્ધમાં પણ મ્હારા કાગળોમાંથી કેટલાક વાક્યો અને તોડેલાં વાક્યો વગર રજાએ ટાંક્યાં છે, અને એ પ્રમાણે એમણે ગૃહસ્થાઇનો બીજી વાર પણ દ્રોહ કર્યો છે.

આમ વાક્યો અને વાક્યખંડો પસંદ કરીને શા માટે ટાંકવામાં આવ્યાં છે તે સૌ કોઇ કળી શકે એવું સ્પષ્ટ હોવાથી એ વિશે લખતો નથી. તેમ એ બધા અભિપ્રાયો એ વાક્યો લખેલાં ત્યારે પણ એ વાક્યો માત્રથી—અગર એ દરેક કાગળ માત્રથી—પ્રથમ દર્શને માણસ ધારે તેવા મ્હારા હતા કે કેવા હતા, અને અત્યારે કેવા છે, તે કશો ખુલાસો કરવાની પણ જરૂર જોતો નથી. એમાંથી એક ફકરા વિશે જ થોડું લખું છું. મ્હારા કાગળોમાંથી એક આ વાક્યખંડ ટાંક્યો છે:— Ahmedabad, a place more niggardly than any other where literature and art are concerned ( સાહિત્ય અને કલાની બાબત જ્યાં આવે ત્યાં અમદાવાદ બીજી કોઇ પણ જગા કરતાં વધારે કંજૂસ.)"

અમદાવાદના આધુનિક ઇતિહાસમાંનો એક બનાવ પાકી શાહીએ નોંધાયેલો છે; જે એવો છે કે અમદાવાદ ઉપર જન્મભૂમિનો સ્નેહ અને પક્ષપાત હશે તેવા માણસને

---

તેનો પ્રત્યુત્તર મેં તુરત જ વાળી દીધો હતો. એ કાગળો અહીં પાછા છાપવાની જરૂર જોતો નથી.

પણ, તેનામાં પ્રજાસ્મિતા જાગતી હશે તેટલે દરજ્જે, નીચું જોવડાવનારો લાગ્યા વિના નહીં રહે. અમદાવાદમાં એક પ્રજાકીય આર્ટ્સ કૉલેજ હતી; ન્હાની, અને ઊતરતી લાયકીવાળા અંગ્રેજ પ્રિન્સિપાલોને લીધે ટીકાપાત્ર; પણ ન જ સુધરે એવી નહીં. અમદાવાદના મોટાભાઓએ તેને સરકારને સોંપી દીધી, અને સરકાર સાથેનું કામ, એટલે કૉલેજને સુધારવાવધારવાને માટે પૂરતું નાણું પણ આપીને સરકારને સોંપી દીધી. એ જ કૉલેજના પ્રોફેસર આનંદશંકર ધ્રુવની બનારસ હિન્દુ યુનિવર્સિટી જેવી અતિ મોટી અને સંકુલ સંસ્થાના સૂત્રધાર થવાની યોગ્યતા પંડિત મદનમોહન માલવીય એમણે પરખી. અમદાવાદીઓ પોતાની ન્હાની કૉલેજ પ્રજાકીય રાખીને તેને સુધારવાવધારવાનું કાર્ય રા. આનંદશંકરને સોંપવા જેટલી એમની યોગ્યતા જોઇ ના શક્યા. આ હકીકતની છાપ મ્હારા હૃદય ઉપર ઊંડી પડી છે, અને હજી પૂરેપૂરી ભૂંસાઇ નથી. તથાપિ મેં " ગાંડી ગુજરાત " નામે નિબંધ લખ્યો* તે ઘડીથી હું અમદાવાદીઓને ગુજરાતીઓના બીજા કોઇ જથાથી ઊતરતા ગણુતો નથી. વળી સર વિઠ્ઠલદાસ ઠાકરસી, જે અમદાવાદી

* " ગાંડી ગુજરાત " ને માટે જુવો " નવજીવન અને સત્ય " માસિક, અક્ટોબર ૧૯૧૬ નો અંક. આ નિબન્ધ પ્રયોગમાળાના કોઇ મણકામાં ફરી છાપતાં હજી થોડો વિલમ્બ થશે.

કે કોઇ પણ સ્થળના માત્ર પ્રાન્તીક (પ્રોવિન્શિયલ provincial) ભા નહીં, પણ આખા ગુજરાતના બલ્કે આખા હિન્દના નાયકોમાંના એક, એમણે રૂા. પંદર લાખની રા. રા. ધોંડુ કેશવ કર્વે જેવાના હાથમાં અંજલિ આપી, ઇન્ડિયન ઉવિમન્સ યુનિવર્સિટી ઊભી કરવાને, અગર જો કે એ કાર્ય કરવાને માટે વધારે લાયક અને ઓછા બાહોશ નહીં એવા ગુજરાતીઓ વિદ્યમાન હતા તથાપિ. અને આ બીજો બનાવ બન્યો તે ઘડીથી ગુજરાતી બન્ધુઓની સખાવત અને ઉદારતા, જે એકંદરે લેતાં અમીરી તો શું પણ મોટા રાજાધિરાજોનું પણ માથું નમાવે એટલી છે, અને જેને માટે દરેક ગુજરાતી મગરૂર થઇ શકે એવી છે,* તે પોતાના પ્રવાહને માટે કેવાં પાત્રો અને સ્થાનો પસંદ કરે છે એ વિશેના મ્હારા વિચાર મેં તે જ અરસામાં ટપકાવેલા સોરઠામાં નોંધેલા છે. આ સોરઠા "મુંબાઇ સમાચાર" ના દીવાળી અંકમાં પ્રકટ કર્યા તો છેક વિ. સં. ૧૯૮૧ માં, પણ લખ્યા પછી તે ઘણાનાં વાંચવામાં આવી ગયેલા. બેશક, આ બે લખાણોમાં ગુજરાતી બન્ધુઓ વિશે પ્રકટ કરેલા મ્હારા અભિપ્રાય પણ

---

* નાસિક કોલેજ, ફર્ગ્યસન કોલેજ, આદિ ઘણા દાખલા આપી શકાય, જે સંસ્થાઓને ઊભી કરવા અને પોષવાને માટે ગુજરાતીઓએ ઘણું દાનદ્રવ્ય છૂટે હાથે આપ્યું છે, અને હજી આપતા જાય છે.

આજકાલમાં સર્વાંશે લોકપ્રિય થાય એવા છે નહીં. લોક-હિતની ખાતર જ લોકપ્રિય ન યે થાય એવું સભ્ય રીતે પણ ટુંકાં તીક્ષ્ણ વેણમાં બોલી નાખવાનું ભાગ્ય વા કર્તવ્ય (જે ગણો તે) કેટલાકને પ્રાપ્ત થાય છે; અને તેવું કર્તવ્ય *બજાવવાને જ્યાંથી પ્રેરણા મળે છે, તે સાથે એવી બોલી-ચાલીથી થતી લોકપ્રિયતાની હાનિ સહી લેવાનું બલ પણ ત્યાંથી મલી રહે છે. રા. પારેખ જેવાને આ સર્વ એકરાર ભેંસ આગળ ભાગવત જેવો લાગે કદાચ, તો એ તો હોયઃ બહુ રત્ના વસુન્ધરા. પણ આટલું તો એમના દિલમાં પણ છપાયલું હોવું જોઇએ, કે એ વાક્યખંડ એમને લખેલો એમના જેવાને ચેતવણીના શુદ્ધ હેતુથી, અને નહીં કે અમદાવાદ અને અમદાવાદીઓને નિન્દવા. અને જેમ એવા

* ગુજરાતીઓમાં સામાન્ય રીતે પોતપોતાના જન્મસ્થાન ઉપર પક્ષપાત અને તેની છાયા રૂપે હરીફ જેવાં ગણાતાં સ્થાનો તર્ફ ટીકાભાવ જોવામાં આવે છે. રા. રા. ન્હાનાલાલ કવિ જેવા અમદાવાદ નડિયાદ, સુરત આદિ દરેક સ્થલની પુરાગંડુને છાજે એવી ભાટાઇ ( જુવો ઈ. સ. ૧૯૨૭ માં એમણે આ દરેક સ્થલે સુણાવેલી પ્રશસ્તિઓ ) કરીને ગુજરાતમાં હજી સારી પેઠે છે તેવા પ્રાન્તિક-વિષનો એક રીતે પ્રતીકાર કરેછે, તે ઠીક છે. પણ એવી લાગણીઓથી હું તો મ્હારી જીવનયાત્રાના સંજોગોને લીધે મુક્ત રહ્યો છું. મ્હારો અંગત ઊમળકો ભરૂચ, રાજકોટ, અજ-મેર અને પૂણા, એ ચાર સ્થલોમાંથી કયા ઉપર વિશેષ તે હું જ જાણતો નથી.

ખાનગી પત્રમાંના ફકરાને વગર રજાએ છાપી મારવામાં ગૃહસ્થાઇ નથી, તેમ તે નિન્દાવાક્ય ગણાય એવી રીતે તેને પ્રકટ કરવામાં મિત્રકૃત્યપણુ નથી.+

## ૩ પરિષદ: ઉત્પત્તિ, ઇતિહાસ, ભવિષ્ય.

પરિષદની ઉત્પત્તિનો જશ સ્વ. ગોવર્દ્ધનરામ ત્રિપાઠીનો છે; પરિષદની ભાવનાને પોષવાનો જશ સૌથી વધારે રાજકોટની પરિષદને ઘટે છે. અને આ મ્હારા અભિપ્રાય આજના નથી, તેમ એ કોઇ કાળે મ ઢાંકયાં નથી. આ અભિપ્રાય સ્વ. ભાઇ રણજિતરામ વાવાભાઇ મ્હેતાની કીર્તિને ઓછી આંકતા—અન્યાય કરતા—ધારવામાં આવે, અમદાવાદની સાહિત્યસભા, અને તેના પેટામાં રા. પારેખને અગર બીજા કોઇને પોતાનું સ્વત્વ હરી લેતા લાગે, તો એ તો આખી સંકુલ અને લાંબા સમયમાં પથરાયેલી

---

+ રા. હીરાલાલ તો મિત્ર ઉપરાંતનો પણ મ્હારી સાથે સાત્ત્વિક સમ્બન્ધ હોવાનો કઇં દાવો કરતા, મ્હારા શિષ્ય જેવા હોવાનો દાવો કરતા, એમ મેં એકથી વધારે વાર સાંભળેલું. જેમજેમ ઉંમર વધતી જાય છે તેમતેમ આ અધન્ય પ્રજામાં કાને સાંભળેલી વાતોમાંથી ઇતબાર વધુવધુ ઓસરતો જાય છે. **प्रियं ब्रूयात, अप्रियं नैव ब्रूयात्.** એ વિધિનિષેધોનાં આપણે કરિયે છ તેવાં પાલનમાં સ્લેવમેન્ટાલિટી (slavementality ગુલામી પ્રકૃતિ) નો તેટલો સ્વાર્થસાધુતાનો આપણે રોજને રોજ દરેક સ્થલે અખૂટ અને અજબ પુરાવો પૂરો પાડિયે છિયે.

બાબતના સમ્બન્ધમાં ક્યા અંશને કેટલું મહત્ત્વ ઘટે છે, તે વિશે નિખાલસ મતભેદ જેવા મતભેદ હોય, અંગત વિરોધભાવથી દૂષિત ના હોય, ત્યાં લગી તેની સામે કોઇને વાંધો ઊઠાવવાનો પણ હોય નહીં. મેં તો આ બાબતમાં સ્વ. રણજિતરામની અને અમદાવાદ સાહિત્ય સભાની સેવા ઘટતા પ્રમાણમાં સ્વીકારેલી પણ છે. તથાપિ આખા વિષયને એકંદરે લેતાં તો મ્હારા અભિપ્રાય ઉપર પ્રમાણેના છે, અને તેનાં કારણ ફરી એક વાર દર્શાવવાની જરૂર જણાય છે ખરી. કેટલીક મુદ્દાની હકીકત પ્હેલી જ વાર જાહેરમાં મુકી શકાશે એ લાભ પણ થશે.

પશ્ચિમ તરફની ઓરિયેન્ટલ અને સાયન્સ કોંગ્રેસોના નમૂના અને તેમને લગતી ભાવના અંગ્રેજી વિદ્યા આવી તેની સાથેસાથે ગુજરાતના વાતાવરણમાં આવ્યાં. એવું કંઇક ગુજરાતમા આદરવાનો વિચાર સ્વ. રણજિતરામના ઉત્પાદક (?) મગજમાં પ્હેલવ્હેલો સ્ફુર્યો એ વાત ખોટી છે. એવો વિચાર પ્રથમ કવિ નર્મદને, પછી મણિલાલ નભુભાઇને, પછી પ્રિ. ત્રિભુવનદાસ કલ્યાણદાસ ગજ્જરને પણ સ્ફુર્યો હતો. ઇ. સ. ૧૮૯૪–૯૫ માં એ વિશે ગજ્જર સાહેબને ત્યાં મણિભાઇ (કાન્ત), મણિલાલ નભુભાઇ, અને બીજા હતા, અને એક દિવસ પુષ્કળ ચર્ચા થઇ હતી. દરેક સંમેલન (પરિષદના અધિવેશન) ને અંગે કંઇક ખાસ કાર્ય ઊપાડી બીજું સંમેલન મળતાં કાર્ય જેટલું સિદ્ધ થયું

હોય તેટલું દેખાડી શકાય, તો એવાં સંમેલનો સાર્થક, કે પ્રગતિપ્રેરક થાય, એ મત ગજ્જર સાહેબનો હતો; જો કે ગુજરાતમાં સારું સંગીન કામ આપવાની શક્તિવાળા કેટલા ઓછા છે એ વસ્તુસ્થિતિ એમનાથી અજાણી ન્હોતી. એમના મતને અવિરોધે મેં જરા જૂદી કાર્યદિશા તર્ફ ધ્યાન ખેંચ્યું હતું અને કહ્યું હતું જે સંમેલનોના વચગાળામાં જેજે બાબતમાં નોંધવાવખાણવા લાયક પ્રગતિ થઇ હોય અને કૃતિઓ પ્રકટ થઇ હોય, તે તર્ફ પરિષદે આખી પ્રજાનું ધ્યાન ખેંચવું, કે તેને આખી પ્રજામાંથી પોષણ અને ઉત્તેજન મળતું થાય : પરિષદ જેવા સંમેલનથી આખી પ્રજાનું ધ્યાન ખેંચે એવી જાહેરખબરનો લાભ તો એ સ્તુત્ય પ્રયાસોને મળેજ. મણિલાલ નભુભાઇએ આ વિશે જરા તીખી ટીકા કરી હતી કે મ્હારું મત પ્રથમદર્શને આકર્ષક લાગે એવું છે પણ અનુભવ વિનાનું છેઃ આપણામાં હુંપદ, અદેખાઇ,અંગત વિરોધો કેળવવાની ગરાસિયાવટ આદિ એટલાં તો છે, કે આવી કોઇ પણ પ્રવૃત્તિ લાભકારક થવાને બદલે પક્ષાપક્ષિ ઊભી કરનારી અને રાગદ્વેષ વધારનારી જ નીવડશે : એવું પોતાનું મત એમણે જરા વધારે પડતો ભાર દઇને જણાવ્યું હતું. આપણા ટુંકભંડોળિયા વિદ્વાનો તો દેડકાની પાંચશેરી એ અનુભવવાક્ય મેં આ ચર્ચામાં પ્હેલવ્હેલું સાંભળેલું એટલું મ્હને બરાબર યાદ છે. બેત્રણ કલાકની ચર્ચાને અન્તે કશો નિર્ણય આવ્યો ન્હોતો.

પરિષદ ભરવાનો વિચાર સ્વ હરિ હર્ષદ ધ્રુવને પણ સ્ફુર્યો હોય તો નવાઇ નહી, જો કે એમના વિશે મ્હને ખબર નથી. પછી સ્વ. રણજિતરામે અમદાવાદ સાહિત્ય-સભામાં એ વાત ચર્ચી, કેટલાકની સહાનુભૂતિ મેળવી, રા. રા. રમણભાઇ, અને કેશવલાલ ધ્રુવ જેવા સાહિત્ય-સેવકોએ હા પાડી, તથા સ્વ. ઠાકોરલાલ હરિલાલે* બીડું ઝડપ્યું જે ખર્ચની ચિન્તા પોતાને માથે, અને રણજિતરામે નાવડીને ઊતારી દીધી પાણીમાં. આ સર્વ હકીકત ખરી છે. વત્તાઓછા મહત્ત્વની છે, અને સાહસની મ્હને જ કદર નથી એમ કોણ કહી શકશે? પણ એટલા ઉપરથી આમાંની એકે હકીકતને પરિષદનું ઉત્પાદક કારણ ગણી શકાય નહીં ઉત્પાદક કારણ તો તે જ ગણાય છે, જે એક વિના વસ્તુ જન્મે નહીં અગર જન્મે તો પણ જીવે નહીં. પરિષદ-

---

* આ હરિલાલ મૂળ અંકલેશ્વરના, અને સરકારી કેળવણી ખાતામાં નોકર હોઇ કેટલાંક વર્ષ રાજકોટની હાઇસ્કુલમાં આસિસ્ટંટ હતા. એમનો બાપદાદાનો ધંધો ગાંધીનો, તે જ્યાં નોકરી અંગે એમની બદલી થતી, ત્યાં કોઇ વિશ્વાસુ માણસને નોકર રાખી લઈને એ ગાંધીનું હાટ પણ ચલાવતા અને એ રીતે એમણે બે પૈસા જોડયા હતા. દ્રવ્ય, વ્યવહારનીતિ, અનુભવી દીર્ઘદૃષ્ટિનું મહત્ત્વ, દેશસેવાનાં કર્તવ્ય કોણે કેવાં કઇ રીતે બજાવાય, એવી બાબતોમાં હરિલાલ માસ્તર અને એમના જ ચિરંજીવ ઠાકોરલાલનાં વર્તન, એ બે ઝમાના વચ્ચેના 'સંસ્કૃતિના ભેદ' જરા ઉત્કટ રૂપે દેખાડી દે, એવાં ભિન્ન ભિન્ન હતાં.

ની પ્હેલી જ બેઠક ઠીક થઇ, આખા ગુજરાતનું ધ્યાન ખેંચી શકી, અને પછીની બેઠકો થવા પામી તેનું ઉત્પાદક કારણ સ્વ. ગોવર્દ્ધનરામ જેવા (એ ઝમાનાના સર્જક વિદ્વાનોમાં સૌથી વધારે લોકમાન્ય) નરે પ્હેલા અધિવેશનના પ્રમુખપદની જુમ્મેદારી સ્વીકારી, એ એક હકીકતને જ ગણવી જોઇએ. સાહસની દૃષ્ટિએ પણ રણજિતરામ કે ઠાકોરલાલ કરતાં ગોવર્દ્ધનરામ જેમની પ્રતિષ્ઠામાં, પરિષદ્ ચાલત નહીં તો હાનિ થાત, તેઓનું જ સાહસ વિશેષ ગણાવું જોઇએ. "હું વર, વરમાળાનો અધિકારી હું" એવાએવા અનેક સામસામા દાવા વિશે શાન્ત સ્મિત કરીને શાસ્ત્રીય ઇતિહાસ ગુજરાતી સાહિત્ય પરિષદના અનન્ય ઉત્પાદક ગો. મા. ત્રિ. ને જ ગણશે. સ્વ. રણજિતરામની વિનમ્રતાને જે મોટાઇની પરવા ન્હોતી, તેનો બને તેટલો અંશ એમને નામે પટકાવવાના લોભીઓથી, ગો. મા. ત્રી. ના દ્વેષીઓથી, કે પોતાના કક્કાના હઠવાદીઓથી આ અભિપ્રાય ના ખમાય, એ ના સમજાય એવું નથી. શાસ્ત્રીય નિર્ણયનું શાસ્ત્રીય રીતે ખંડન કરવાની અશક્તિ અને સાથે મમત, પક્ષપાત, કે કીર્તિતૃષ્ણા, એવા યોગમાંથી દુરાગ્રહો જન્મે, તો એવી કુદરતી નબળાઇ તો દુનિયામાં જ્યાંત્યાં નજરે પડે છે. માનવીને સહજ નબળાઇઓ અને દુરાગ્રહો તર્ફ ગમે તે સંજોગોમાં ય તે મીઠી નજર, એ પણ શાસ્ત્રતરુવર ઉપર જ ખીલી શકતું સુન્દર ફુલ છે.

પરિષદની બીજી જ બેઠકમાં મોટું વિઘ્ન આવ્યું. ગોવર્દ્ધન સ્મારકને માટે નાદર ફાળો કરવો એવી લાંબીચોડી વાતો ડહોળનારાઓએ બીજી પરિષદના જ ખર્ચને માટે ફી, ફાળો, નાટક, આદિ વડે ભેગાં થયેલાં નાણાંની સુ-વ્યવસ્થા રાખી નહીં. અને અહેવાલ અને નિબન્ધસંગ્રહ છપાવવાનું ખર્ચ પણ પરિણામે એક ઉદાર વ્યક્તિને માથે પડયું, એમ કહેવામાં અતિશયોક્તિ નથી. અને પરિષદ પ્રવૃત્તિ અને પરિષદ ભાવનાને–સ્મારક થયું નહીં, સુવ્યવસ્થા પણ નહીં, એમ બીજે જ પ્રયાસે આશાભંગ જેવો ઘા ઘાતક નીવડત, રાજકોટના કારોબારી મંડલે ત્રીજી પરિષદને અનેક રીતે વિજયી અને યશસ્વી બનાવી ના હોત તો.

એ કારોબારી મંડલે સુવ્યવસ્થાથી આગલી અવ્યવસ્થાને ભૂલાવી દીધી, એટલુંજ નહીં પણ પરિષદભાવનાને વિસ્તારી આખા દેશની અને સમસ્ત ગુજરાતી પ્રજાની ભાવ-નાનું બૃહત્ અને સજીવન અર્થાત્ ચિરંજીવ રૂપ આપ્યું; પ્રમુખની પસંદગીમાં ક્લેશકર પક્ષાપક્ષિ ઊભી થઇ તેને પરિષદમાં ફાટ ના પડે એ રીતે દાબી દેવામાં વિજય મેળવ્યો; આખી હિલચાલને માટે જૂદાજૂદાં શેહરોમાં હિન્દુ, મુસ્લીમ, પારસી, ખ્રિસ્તી, જ્યૂ એમ ઘણાની સહા-નુભૂતિ મેળવી ન્હાનીન્હાની રકમો ઉઘરાવીને પૂરતો ફાળો ભેગો કર્યો; સાહિત્ય પરિષદની પ્રવૃત્તિમાં કયાં પ્રાપ્તવ્યોની પાછળ મથવું તેનો યોગ્ય વિચાર રાખીને એ પ્રમાણે

દઢ સંયમને પાળ્યો, લોકપ્રિય અને લોકાકર્ષક અને સાથે સહેલું એવું બીજું કેટલીક મોટી મુશ્કેલીઓ * સહી લઇને પણ

*કદાચ મોટામાં મોટી ગણાય એવી એક મુશ્કેલીનો ઈશારો હવે આટલે વર્ષે પ્હેલીવાર જ કરું છું. એક હતા રાજા. તેમને પરિષદમાં અગ્ર ભાગ લેવા મન થયું. પરિષદ પાસેથી સુવર્ણપદક મેળવવાનો લોભ થયો. આ મમરો પ્રથમ મુકી આપનારને 'મિત્ર' કહીશ; જેણે બીજાને પાણી પા પા કર્યું–અંગત દ્વેષથીજ પ્રેરાઇને –તેને 'શિયાળ'× કહીશ. અને આ પ્રમાણે પેદા થઇ રાજહઠ,

× આ વાક્યનો અતિવિચિત્ર અર્થ થાય છે એમ એક મિત્રે મ્હને ખાસ કહ્યું ત્યારે જ મ્હને એ ખયાલ પણ આવ્યો; માટે આટલું સ્પષ્ટ ઊમેરું છું કે આ 'મિત્ર' કે આ 'શિયાળ' માંથી એકે રણજિતરામ નહીં.

જેણે પોતાનો અભખરો સિદ્ધ કરવાને કઇ પદવી સુધીના માણસોને શરમાવ્યા હશે. તે તો વગર કહે સમજાય એવું છે. પરિષદે આ પ્રમાણે નાક ખોઇને પણ મોટા સ્થાયી ફાળો મેળવવો? કારોબારી મંડળના સુકાની હતા તેમણે એક ક્ષણમાં જ નિશ્ચય કર્યો, કે આ હલકું કામ આપણું નથી–કાઠિયાવાડી પરિષદ એટલે આ! એ કાળી છાપવાળી અમરતા ન જોઇએ. પરન્તુ એ હઠીલા રાજાનો વિરોધ પણ બહુ ભારે પડી જાય એવી ધાસ્તી હતી. એટલે આ કાર્ય પોતાને કરવુંજ નથી એ પણ છેલ્લી ઘડી સુધી ના કળાય એમ વર્તવાનું હતું. જાણે જાણતાજ નથી એમ આગળ ચાલવા માંડયું. રાજા મોંએ ચ્હડીને માગશે તો પડશે તેવા દેવાશે, એમ રાખીને જ આ માથે ઝઝુમતું સંકટ ટાળ્યું.

ત્યાજ્ય ગણ્યું, અને ચોથી પરિષદની જુમ્મેદારી ઉપાડવાની વડોદરા પાસે હા પડાવી‡ આ સર્વથી કરીને જ પરિષદ પ્રવૃત્તિનું સાતત્ય સધાયું, પરિષદ પ્રજાકીય બની,* અને

---

અંબાલાલભાઇ, રાણીશ્રી નંદકુંવરબા, મોરબી નરેશ સર વાઘજી, એજંટ સાહેબ સર કલૉડ હિલ એમ જૂદીજૂદી પદવીઓને શોભા આપવા માટે અને પોતપોતાની યોગ્યતા પ્રમાણે ચુંટાયાં, અને પછીની પરિષદના નિમંત્રણને માટે વડોદરાને જ નક્કી કરવામાં આવ્યું, એ સર્વ નિર્ણયોમાં એક મોટું પડદા પાછળનું કારણ આ મુશ્કેલી હતી. ઉઠાવ પ્રમાણે સ્થાયી ફાળો તો થયો નહીં એ વકતવ્ય ચોંટયું તે ચોંટયું જ, કેમ જે ઉઠાવ કરેલો હતો, કરવો પડેલો, આ મોટી મુશ્કેલી ન નડી શકે તે માટે.

‡ પોતે પ્રમુખ ચુંટાયા તે પછી અને પરિષદ ભરવાની તારીખો પ્હેલાં રાજકોટ કારોબારી કમિટિની વિનંતિને માન્ય રાખીને અંબાલાલભાઇએ જાતે વડોદરે જઇ શ્રીમંત મહારાજા ગાયકવાડ સરકારને ચોથી પરિષદ વડોદરે નિમંત્રવા સારૂ વિજ્ઞપ્તિ કરી; જે મહારાજા સાહેબે સ્વીકારી લીધી; અને તેને પરિણામે નિમંત્રણનો ઑફિશિયલ કાગળ લખાયો, જે રાજકોટ અને વડોદરા બંને પરિષદોના પુસ્તકોમાં છાપેલો છે.

* રાજકોટના અધિવેશન માટેનો ચલણી ખર્ચ એક બે રાજાઓ પાસેથી મેળવવામાં મુશ્કેલી ન પડત; તેમ વડોદરામાં બધો ખર્ચ રાજખાતેથી કે શ્રીમંત મહારાજા સાહેબ પાસેથી તુરત મળી શકત. પરન્તુ અમે રાજકોટમાં પરિષદના ચલણી

આજ લગીની પરિષદો થવા પામી. બનાવોનું આ પૃથક્કરણ સાચું હોય, તો પરિષદના ઉત્પાદક કારણમાં સ્વ. ગોવર્દ્ધનરામથી બીજે નંબરે પણ સ્વ. રણજિતરામ અને એમના ચેલાઓ નહીં, પરન્તુ ત્રીજી પરિષદના કારોબારી મંડળની ઉદાર અથચ સંયમી કાર્યદક્ષતાને ગણવી પડશે. બીજી પરિષદના શુભ અંશોની લેશ પણ અવગણના આ મતનું આવશ્યક અંગ નથી. કયા અંશોને કેટલું મહત્ત્વ ઘટે એ જ સવાલ છે. ત્રીજી પરિષદને લગતા અમુક અમુક અંશ વખણાઇ ગયા, એમાં એક પણ અંશ એવો નહીં જેને કોઇપણ ટીકાકાર સકારણ વખોડી શકયો હોય,—પરિષદ-પ્રદર્શન અને પુસ્તકાલય માટેના એ પરિષદે શીખવેલા પદાર્થપાઠ પ્રમાણે પછીની કોઇ પણ પરિષદથી કાર્ય થયું નથી, નિબન્ધપ્રાપ્તિ, નિબન્ધસ્વીકાર, નિબન્ધવાંચન અને પરિષદના સત્તાવાર પુસ્તકમાં નિબન્ધોનો સંગ્રહ વગેરે

---

ખર્ચ માટેનો ફાળો રૈયત વર્ગમાંથી જ મેળવ્યો, અને વડોદરાની પ્રાથમિક બેઠકમાં જ મેં આગ્રહપૂર્વક કહ્યું જે પરિષદને પ્રજાકીય રાખવી હોય તો ફાળો પ્રજાકીય જોઇએ, અને પરિષદ એકલા વડોદરાની નહીં, ગાયકવાડી તમામ પ્રજાની થવી જોઇએઃ—જુવો, વડોદરા પરિષદનો અહેવાલ, પૃ. ૪; જેમાં મ્હારા ભાષણનો મ્હેલો મુદ્દો બરોબર આપેલો નથી. પણ વડોદરા પરિષદે શ્રીમંત મહારાજા સાહેબ કનેથી રૂ. ૨૫૦૦ જ મેળવ્યા, બીજા રૂ. ૩૨૩૨–૬–૦ ફાળો કરીને મેળવ્યા હતા, અને એ પ્રમાણે આ મુદ્દાનું તત્ત્વ જાળવ્યું હતું.

બાબતોમાં પણ એ કારોબારી મંડલે કામ લેવાની રીત વિશે જે પદાર્થપાઠ આપ્યા, તે પ્રમાણે પછીની કોઇ પણ પરિષદ કામ કરી શકી નથી,—એ ત્રીજી પરિષદના લાભની હકીકતો સર્વમાન્ય તો પણ ઇતિહાસદષ્ટિએ ગૌણ કે ઉપકારક ગણવાની છે. ઉપર જણાવેલી વધારે મહત્વની હકીકતોનું મહત્ત્વ ઊર્મિલ (sentimental સેન્ટીમેન્ટલ) લોક જોઇ શકતા નથી, તથાપિ તેજ ત્રીજી પરિષદના વિજયની સર્વોપરી હકીકતો છે. રાજકોટે મોટો સ્થાયી ફાળો મેળવવાની લાલચને તેને વળગેલી અસ્વીકાર્ય શરતને લીધે અવગણી, કોઇ એક વા બે રાજામહારાજા પાસેથી ત્રીજી પરિષદના ચલણી ખર્ચ માટેનું નાણું મેળવવાનો સહેલો માર્ગ ત્યાજ્ય ગણ્યો, સ્થાનિક અસ્મિતાને ગૌણપદે દાબી રાખી, પરિષદને ગુજરાતી પ્રજાની બનાવવામાંજ મોટાઇ માની, અને ત્રીજી પરિષદને પોતાને પણ ગૌણ રાખીને,× પરિષદ પ્રવૃત્તિની ઉત્તરોત્તર ચ્હડતીને જ પોતાનું સાચું લક્ષ્ય

× વડોદરાની પરિષદ રાજકોટ કરતાં ઘણી ચ્હડી જવાની એમજ સૌ તે વખતે ધારતા હતા. મેહેમાનોની સરભરા, મહારાજા સાહેબની પાર્ટી, અને પોતે આપેલું ખાણું, એ અંશો રાજકોટને ભૂલાવી દે એવા જ હતા. મહારાજા સાહેબનો પોતાનો અવિરત રસ,—એ દૃશ્ય તો અદ્વિતીય હતું. વળી પોતે ગાદીએ આવ્યા ત્યારથી ગુજરાતી સાહિત્યને ઉત્તેજન આપતા હતા, અને આ ચોથી પરિષદ નિમિત્તે સાહિત્યોત્તેજન માટે મોટી રકમ જૂદી કહાડી આપીને એ ખાતુ તે અરસાથી વધારે વ્યવસ્થિત રૂપમાં

ગણ્યું. અને આ પ્રમાણે ત્રીજી પરિષદને માટે દાવાઓ કર
મ્હને લેશ પણ સંકોચ થતો નથી, કેમકે આ જશ હું રાજકે
કારોબારી મંડલને માટે માગું છું, જે મંડલનો હું તો
એક સેવક જેવો હતો, ઘણામાંનો એક; અને એ મ
સહકારીઓએ મ્હારા દોષ વેઠ્યા અને રાજીખુશીથ
ગૌરવ અને જુમ્મેદારી મ્હારે માથે નાખ્યાં, તે માટે તે
સદાનો ઋણી.

પરિષદની ભાવના અને તેના સ્વરૂપની દૃષ્ટિએ :
પરિષદમાં જે સુન્દર ચર્ચાઓ થઇ હતી તે એક સં
અંશ ઉમેરવાનો જશ વડોદરાને ઘટે છે. અને વડો
જેવી ચર્ચા પછીની કોઇ પરિષદમાં થઇ પણ નથી. *
પછી બીજો એક સંગીન અંશ અમદાવાદની પરિષદે ઉમે
વિભાગ વ્યવસ્થા રાખીને વિજ્ઞાન વાઙ્મય વધારવાની પ્ર
જે યથાયોગ્ય મહત્ત્વ આપ્યું તે અંશ. વિભાગયોજનાનો :

---

આરંભ્યુ. કાઠિયાવાડના ઉપર ચીંધેલા રાજા સાહેબની હોંશ
પાડીને પરિષદ મેળવી શકી હોત તે કરતાં ઘણો વધારે
લાભ આ પ્રમાણે ગુજરાતી વાઙ્મય અને સાહિત્યની પ્
થયો. અને આવો મોટો લાભ નિમિત્ત માત્ર થઇને પણ બી
પરિષદ મેળવી શકી નથી. પરિષદમાં થયેલી ચર્ચા વિશે :
લખ્યું છે. વડોદરા પરિષદ દરમિયાન નાટક પણ ભજવાયું હતું,
એ વિશિષ્ટતા કેવી ગણાય તે વિશે મતભેદને અવકાશ છે.

* અમદાવાદમાં થયેલી 'વનવેલી' વિશે ચર્ચ
ભાવનગરમાં થયેલી જોડણી વિશે ચર્ચા વડોદરાની ચર્ચાને ન

પછીની જ પરિષદ વખણાય એવો કરી શકી નહીં, જો કે વિજ્ઞાનવિભાગનું કામ ત્યાં પણ સારું ચાલ્યું હતું. પરન્તુ જૈનવિભાગ કેવી રીતે ભાવનગરના કાર્યવાહકોને સ્વીકારવો પડયો; જૈનોને હાથે એ છૂટનો કેવો ઉપયોગ થયો, મુંબાઇની પરિષદના કાર્યવાહકોને વિભાગો જ ત્યજી દેવા પડયા તેનાં ખરાં કારણો શાં, વગેરે હકીકત જાહેર થઇ ચુકી છે, તેનો સાર એ છે કે વિભાગવ્યવસ્થાને યોગ્ય મર્યાદાઓ પાળીને સ્થાપવાનું કાર્ય બીજીવાર કે નવેસર હવેની પરિષદે કરવાનું છે. તેમાં એ વિજયી થશે તો જ અમદાવાદે સારી રીતે આરમ્ભેલો એ અંશ પરિષદનું કાયમી લક્ષણ બની શકશે.

બન્ધારણ માટેની ઘડભાંગ સ્વ. રણજિતરામે અમૂર્ત (abstract—એબ્સ્ટ્રેક્ટ) રૂપમાં બહુ કરી. તેમાં એમની કાગળ ઉપરની યોજનાઓની કેટલીક ત્રુટિઓ બતાવી આપવાનું ટીકાકાર્ય રાજકોટની પરિષદના સમયથી મ્હારે માથે વધારેવધારે આવતું ગયું; કેમકે રા. રા. આનંદશંકર તો અગમ્ય ફિલસુફ, અને રા. રા. રમણભાઇ એમના જેવા બ્રહ્મા છેક નહીં, તોપણ બનતાં સુધી કશી વાતની ના નહીં એવા હકારિયા સજ્જન. બન્ધારણની વિકટ બાબત અમદાવાદ, ભાવનગર અને મુંબાઇની પરિષદોએ સારી રીતે પાર ઊતારી છે, એમ કોઇ પણ કહી શકશે નહીં. ઊર્મિલ, બેસમઝ, અને આપમતલબી માણસોએ પોતપોતાના ઘોડા અંદર ઝુકાવી-ઝુકાવીને એ મુદ્દાની બાબતને અત્યારે એવું તો રૂપ આપી

દીધું છે, કે તેનો યોગ્ય નિકાલ આણવા માટે આવતી પરિષદ વખતે ઠરેલ અનુભવી અપક્ષ હિતચિન્તકો પોતાનું બધું બલ પરિષદને નહીં સમર્પે, તો પરિષદનાવડી અયોગ્ય બન્ધારણ રૂપ ખરાબે ચ્હડીને ભાગી પણ જાય. પરન્તુ પરિષદ અને પરિષદમંડલના એ રા. રા. હીરાલાલ પારેખ આદિના લાડકવાયા બન્ધારણ વિશે મેં આજ સુધીમાં કહ્યું છે તે ઉપરાંત મ્હારે અહીં બોલવું નથી.

એટલે વિષયની આ કલમને સમેટતાં એટલું જ કહું છું કે જેમજેમ નવાનવા અંશ ઉમેરાતા જાય છે તેમ તેમ પછીની પરિષદોના કાર્યવાહકોને માટે નવતર ઉમેરવાનો સસ્તો જશ ખાટવાનું ઓછું રહે છે. અર્થાત્ ગમે તેવી પણ નવીનતા ઉમેરવાની કુદરતી ઇચ્છા સંયમમાં રાખીને સ્વીકારાયેલા અંશોને જ પોતાને હસ્તકના અધિવેશનમાં સારી રીતે ખીલવવાનું વધારે અઘરું તથા વહીવટી કૌશલ ( administrative skill એડ્મિનિસ્ટ્રેટિવ સ્કિલ ) અને વહીવટી ઉદ્યોગ ( administrative industry એડ્મિનિસ્ટ્રેટિવ ઇન્ડસ્ટ્રી ) માગી લે એવું કર્તવ્ય તેમને માથે પડે છે. વિભાગી વ્યવસ્થા, નિબન્ધો, ચર્ચા, અને પ્રદર્શનમાં સ્થાનિક પણ ઇતિહાસ અને સાહિત્યકલા આદિની દૃષ્ટિએ મહત્ત્વની ગણાય એવી વિશેષતા, એ દરેક બને તેટલાં સારાં યોજીને અને ઉપરાંત સંમિલિત રસિકોને મળવા હળવાને, નાટક, રાસડા, ભજન, કીર્તન, કથાવાર્તાશ્રવણ, આદિના

ઉપભોગ લેવાને માટે તેમ વળી શેહર અને આસપાસનાં સ્થાનો જોવાને માટે, પરિષદના કાર્યક્રમની બ્હાર,-પૂરતો વખત રહે, એ પ્રમાણે જ હવેના કાર્યવાહકોએ ત્રણ દિવસનો ટુંકો સમય વેતરવાનો છે. હવે પરિષદની પ્રગતિનો આધાર નવતર અંશો ઉમેરાય તે કરતાં પરિષદના સ્વીકૃત અંશો ઉંચા ગુણવાળા સધાય તેના ઉપર મોટે ભાગે રહેશે, એવું મ્હારું અધીન મત છે. વળી પરિષદનો મેળો પૂરો થતાં તે આગલા મેળાઓ જેવો થયો હતો કે કેમ, એવી ચર્ચાચર્ચિ પણ જોશભેર ચાલશે, જે કાર્યવાહકોએ શાન્તિથી સહી જવી પડશે એમ લાગે છે. અથવા આવી ચર્ચાચર્ચિમાં વિનયમર્યાદા મૌનામૌન આદિ વિશેનાં આજનાં આપણાં નીચાં ધોરણો ચાલ્યા કરશે,-**ન. ભો. દી.** જેવા સ્વ. રણછોડભાઇના ખુરશીમાં બેસવાના ડોળ ઉપરથી બાલકે એમને ખાનગીમાં હસાવેલા તે તત્કાલોત્થ નજીવી બાલચેષ્ટા બારપંદર વર્ષે પાછી છાપે ચ્હડાવીને જાહેરમાં હસવાનો ચાળો કરવાના રસિયા હશે,* અને વળી અંગત હુમલા, આક્ષેપ, ગરાસિયાવટ આદિની માયા પણ પ્રવર્તશે, ત્યાંલગી એ આપણી નબળાઇના ધક્કા પરિષદને પણ વાગ્યા જ કરશે.

## ૪ ભંડોળ કમિટિ.

હવે ભંડોળ કમિટિ ઉપર આવતાં, મ્હારે ચારજ બાબત લખવી પડે એવી જણાય છેઃ-૧ઃ એ કમિટિએ કરેલું કામ,

* જુવો 'સ્મરણમુકુર'

૨: મુશ્કેલીઓ; ૩: પદ્ધતિ; ૪: પરિષદની ભંડોળ કમિટિ તરફે વર્તણુક. અને આ દરેક પેટા વિશે લખીશ તે પણ ગેરસમજુતીઓ દૂર થાય, કેટલીક અગત્યની હકીકત સૌ જાણે અને સાહિત્યવૃદ્ધિ જાહેર સંસ્થા અને અનેકના સહકારવડે પોષવા ઇચ્છતા દેશપ્રેમીઓને ઉપયોગી થઇ પડે, એટલું જ અને એ રૂપનું જ લખવું છે. રા. રા. હીરાલાલ પારેખના ખારીલા હુમલામાં બીજું જેજે છે, તેતે ભલે જ્યાં છે ત્યાં જ શોભે. વળી ચર્ચાચર્ચિનો ટાંટિયો જ કપાય, એ પ્રમાણે લખવાનો આશય તો છે, પરન્તુ આ લખાણથી કે ઉપરના ગગનમંડલમાંથી કોઇ દેવાંશી હિતેચ્છુ ઊતરી આવીને લખે તો પણ, ચર્ચાચર્ચિ બન્ધ પડવાની નથી, એ હું સારી રીતે જાણું છું; માટે એટલું પ્રથમથી કહી લઉં છું કે આ લખાણથી જો ચર્ચાચર્ચિ જાગશે, તો તેમાં હું બનતાં લગી તો નહીં પડું. જે બાબતમાં હું પોતાને સાચો માનતો હોઉં તેમાં પણ મ્હારું વકતવ્ય એકવાર કહી લીધાથી મ્હને સંતોષ છે. છેલો અક્ષર પણ મ્હારે લખવો જોઇએ, કોઇ લખે કે તેને પ્રત્યુત્તર મ્હારે આપવો પડે જ, એવી તીવ્ર કર્તવ્યબુદ્ધિ જાહેર સવાલો વિશે પણ મ્હારી નથી.

## ૪ (૧) ભંડોળ કમિટિએ કરેલું કામ.

સાહિત્યની ખીલવટ અને ઉન્નતિ એટલે મુખ્યત્વે યોગ્ય વિષયો ઉપર યોગ્ય પુસ્તકોનું પ્રકાશન. આ સેવા સાધનાધીન

છે, પણ સાધન વિશે જે કંઇ કહેવાનું છે તે મુશ્કેલીઓ અને પદ્ધતિના પેટામાં આવશે, એટલે અહીં ભંડોળ કમિટિએ પ્રકટ કરેલાં પુસ્તકોની ગુણવત્તા અને વિષયોની વિવિધતા વધારે મહત્ત્વનાં છે. અને વળી ખર્ચને પ્હોંચી વળવાની મુશ્કેલી હોય, તો વિવિધતા સાધવા જતાં, નફો ન આપે કે જલદી ન વેચાય એવા વિષયો અને પુસ્તકો ઓછાં અને લાંબેલાંબે ગાળેજ પ્રકટ થઇ શકે, એ દેખીતું છે. કમિટિએ આજ લગીમાં:—

૧ **સાહિત્ય:** કવિતા: રા. રા. **અ. ફ.** ખબરદારકૃત 'સંદેશિકા;'

૨ **સાહિત્ય:** જૂની કવિતા સંશોધન: રા. રા. અં. બુ. જાની સંપાદિત શામળની 'સિંહાસન બત્રીશી,' ભાગ ૧ લો અને ૨જો;

૩-૪ **સાહિત્ય:** ગદ્ય: રા. રા. **ક. મા. મુનશી**કૃત 'મ્હારી કમલા અને બીજી વાતો;'

સ્વ. રણજિતરામ વાવાભાઇ મ્હેતાની કેટલીક કૃતિઓનો સંગ્રહ—'રણજિતકૃતિસંગ્રહ' એ નામે.

૫-૬ **સાહિત્ય: તરજુમા: બં**કિમચંદ્રકૃત 'રજની;' મોલિયેરકૃત 'બીચારો' અને 'ભૂલનો ભોગ.'

૭-૮ **ઇતિહાસ:** ફિરિસ્તાકૃત 'ગુજરાતના સુલતાનો';

* સ્વ. નવલરામ લક્ષ્મીરામકૃત 'ઇંગ્રેજ લોકનો સંક્ષિપ્ત ઇતિહાસ.'

**૯ ઇતિહાસ અને રાજ્યબન્ધારણઃ પ્રો. હ. મા. ભટ્ટ**કૃત 'હિંદનું રાજ્યબન્ધારણ.'

**૧૦ વાઙ્મયેતિહાસઃ** ડા. **મેકડોનેલ** કૃત 'સંસ્કૃત વાઙ્મયનો ઇતિહાસ.'

**૧૧-૧૨ વિજ્ઞાનઃ** મેકમિલનકૃત 'સૃષ્ટિની ઉત્પત્તિ; રા. રા. **પો. ગો. શાહ**કૃત, 'વિજ્ઞાનવિનોદ;'

**૧૩ ફિલસુફીઃ** પ્લેટોકૃત 'રીપ્લ્સ':-

એમ ભંડોળ કમિટિએ બધી મળીને તેર ચોપડીઓ પ્રસિદ્ધ કરી છે. કમિટિના કામની તુલના કરવા ઇચ્છનાં ચોપડીઓની સંખ્યા ઉપરાંત ગુણવત્તા અને વિવિધતા પણ જરા જોવી પડે, એ મ્હારો દાવો છે.

**અધૂરાં કામ+**

**૧૪ વિવેચનઃ** રા. રા. **મ. ના. મંત્રી**કૃત 'ગુજ

---

* આ ચોપડીનો 'ગુજરાત શાલાપત્રક' માસિકના અંકમાંથી સમુદ્ધાર કરવાનું કામ કેટલું મોટું વા ન્હાનું, અઘ કે સરલ હતું, તેનો ખયાલ ચોપડીને એ અંકો સાથે સરખાવી જોનારને જ આવે. પણ આ અંશ ગુણવત્તાનો, અને ચોપડીની ગુણવત્તાનો આધાર મોટે ભાગે તેના કર્તા વા સંપાદક ઉપર છે. કમિટિ કે તેના અધિકારીએ યોગ્ય કર્તા કે સંપાદકને વિષય સોંપ્યો હોય, તો તે ખાતેજ તેઓ થોડો જશ લઇ શકે

+આમાં બીજાં બારેક કામ ગણાવતો જ નથી. એમાંના

રાતી નવલકથાનું સાહિત્ય.' આ ચોપડીની પહેલી આવૃત્તિ ખપી જતાં તેનો કોપીરાઇટ કર્તા પાસેથી ભંડોળ કમિટિએ ખરીદી લીધો છે, પરન્તુ એ ચોપડી હજી છાપવા અપાઇ નથી.

(ઉપર નોંધેલી 'સિંહાસન બત્રીશી' ના સંપાદનનું કામ હજી ચાલુ છેઃ બે ગ્રંથ પ્રકટ થયા છેઃ તેમાં આખા પુસ્તકનો ત્રીજો ભાગ જ આવ્યો હશે.)

## ૧પડી દીધેલાં કામ.

**૧૫-૧૬-૧૭ ઉત્તરાભ્યાસ વાંચનમાલા**—ઉત્તર એટલે સાતમી ચોપડી પછીના અભ્યાસ અને સામાન્ય જ્ઞાનને માટે ક્રમિક પાઠસંગ્રહનાં પુસ્તકો. વિષયપસંદગી, દરેકને કેટલા પાઠ આપવા, વગેરે માટે એક પેટાકમિટિ નીમાઇ હતી, તેણે કાચી યાદી રૂપે ૭ અથવા ચાર અથવા તો ઓછામાં ઓછી ત્રણ ચોપડીનું ડોળિયું ઉપજાવ્યું હતું, અને તે વિશે મસ્લહત અને કાગળપત્રો ચાલ્યા હતા. આ બાબત કદીયે ક્રિયામાં મુકવા જેવું રૂપ પકડે તે પ્હેલાં એ આવી કમિટિની મગદૂર ઉપરાંતની માલુમ પડી હતી. યોજના

---

ઘણીખરી બાબત આદરમાંથી જ કોઇને કોઇ મુશ્કેલીને લીધે મુકી દેવી પડી હતી. માત્ર કોલેજના વિદ્યાર્થીઓમાં ગુજરાતી સાહિત્યનો વ્યવસ્થિત અભ્યાસ ઉત્તેજવાને પાઠય પુસ્તક નીમી પરીક્ષા લઇને તેમાં શ્રેષ્ઠ ઉતરે તેને ચંદ્રક આપવાની પ્રવૃત્તિ થોડો વખત ચાલી હતી.

પાછળ ઓછામાં ઓછો થાય જ તેટલા ખર્ચની જોગવાઇ
કરવાનું સમ્ભવિત ન્હોતું. વળી આ ઝમાનો હજી સંક્રાન્તિ
કાલનો ચાલે છે, અગત્યના અને મોટા પ્રશ્નો ઉપર ગંભીર
મતભેદ પ્રવર્તે છે, તથા એ મતભેદ અલગ રાખીને સૈ
સ્વીકારી શકે એવું લખવાની વૃત્તિ તેમ શક્તિ આપણામ
હાલ છે તે લેખકોમાંથી કોઇકનામાં જ હશે. ત્રીજી મોટી
મુશ્કેલી વહીવટી હતી, એવા રૂપની કે છેવટના ત્યાગ
સ્વીકારની જુમ્મેદારી એક હાથમાં હોય તો જ આવું કામ
જેવુંતેવું પણ થઇ શકે: અને પેટાકમિટિ, ભંડોળ કમિટિ
કે આપણી પ્રજા, એકહથ્થુ જુમ્મેદારી તથા એકહથ્થુ સત્ત
વચ્ચેનો અભેદ કેટલો અનિવાર્ય તે જુવે તથા જેને માથે
જુમ્મેદારી પડે તેને પૂરતો ટેકો આપે, એ પ્રમાણેના સહ
કારમાં આપણે મોળા છિયે, આપણે લેખકવર્ગ તો ખાસ
કરીને. આ ખરેખરું ઉપયોગી અને (જનતાનું સામાન્ય
જ્ઞાન વધારવાને સાધનરૂપ ગ્રન્થોની અગત્ય સમજે તેને
મોટું લાગ્યા વગર રહે નહીં એવું કામ આવી મુશ્કેલીએ
પ્રત્યક્ષ થતાં છોડી દેવું પડ્યું. સાઇકલોપીડિયા રચવાન
વાતો થાય છે, એવી વાતોથી જ જાણે આપણે પ્રગતિપન્ન
છિયે એમ સમઝતાં માનસોની પણ આપણામાં ખોટ નથી
અને પોપ્યુલર એજ્યુકેટર ( Popular Educator
જેવી મુકાબલે ઘણી સ્હેલી અને ઘણી ન્હાની અને ઘણી વધા
ઉપયોગી યોજના સાધી શકાતી નથી. ન્હાની એટલા કારણ

થી જ તેમાં રસ ન પડે, અને સક્રિય ટેકાની તો વાત જ નહીં, એવું આપણું અત્યારનું માનસ જણાય છે.

૧૮ **વ્યાખ્યાનમાલા માટે** ત્રીજી પરિષદે કરેલી યોજનાનો તે વખતે અમલ થઇ શકયો નહીં. જેવી ચાલે તેવી ય તે એને ચલાવવા સ્વ. રણજીતરામને અને મ્હને આગ્રહ હતો. પરન્તુ અમારાં ધોરણ ઊંચા હતાં. સ્થાનિક સાહિત્ય સભાઓ-માં વ્યાખ્યાનો થાય છે, જે વધતાં ગયાં છે, તે કરતાં વધારે અભ્યાસ અને મનનનાં પરિણામ લોકો સમક્ષ શાસ્ત્રીય સંગીનતાથી પણ સાથે સરલ અને આકર્ષક રીતે રજુ કરે અને પ્રમાણભૂત બને, એવાં વ્યાખ્યાનો અમે માગતા હતા, તથા એવાં વ્યાખ્યાનોની નિયમિત માલાઓ ગોઠવવા માગતા હતા. વિજ્ઞાન વિષયક બે વ્યાખ્યાનો રા. રા. વિજયલાલ ધ્રુવે આ યોજનાને અંગે કર્યાં પણ હતાં. પરન્તુ અમારાં ધોરણ ઊંચા તે કારણથી, કે ગુજરાતમાં હજી આવી પ્રવૃત્તિઓને માટે કાળ પાકયો નથી એ કારણથી, ગમે તેમ ગણો પણ પરિણામ એજ આવ્યું કે આ યોજના ચાલી શકી નહીં. છેલ્લા કારણના ટેકામાં આપણે જોવાનું છે કે થોડા વખતથી ગુજરાત વર્નાકયુલર સોસાયટી, ફાર્બસ સભા, અને સાહિત્ય સંસદની આબ્દિક એક વ્યાખ્યાનની યોજનાઓ ચાલે છે, તે પણ હજી પ્રયોગદશામાંથી નીકળી ગણાય એમ લાગતું નથી. એ શ્રેણીઓમાંથી કેટલાં વ્યાખ્યાનો ઉપર દર્શાવેલાં ઊંચા ધોરણનાં પ્રજાને મળશે, કેટલાં

સામાન્ય જ હશે, કેટલાં ધૂમાડાના ગોટા જ હશે, કેટલાં મા
ચર્ચાકન્દુકો ઊછાળનારાં હશે, કેટલાં માત્ર શૈલીરસેલાં હશે
કેટલાં અમર હશે, કેટલાં અર્થઘન અને શાસ્ત્રીય હશે, કેટલ
શોધકબોધક હશે, વગેરે જાણુવા માટે હજી પાંચ કે પંદર વ
થોભવાની જરૂર છે.

**બીજાં કામ**—પુસ્તક પ્રકાશનમાં ન આવે એવ
ત્રણુ જ કામ ભંડોળ કમિટિએ તેની અસ્તિ દરમિયાન કર
છે. સાહિત્યચંદ્રકની પરીક્ષાઓ વિશે એક ટિપ્પણુમાં ઇશાર
આવી ગયો છે. પરિષદે નીમેલી એકએ કમિટિઓને પોતા
કામ કરવામાં જે પરચુરણુ ખર્ચ થયેલો, જેને માટે પરિષ
વ્યવસ્થા કરેલી નહીં, તે ભંડોળ કમિટિએ આપ્યો છે. વ
સુરતની સાહિત્ય પરિષદનો અહેવાલ અને નિબંધસંગ્ર
છપાઇ રહેતાં એ ગ્રન્થ માટેનાં બીલો ચૂકવતાં મુખ્ય મંત્રી
થોડી ત્રુટ આવી તે ભંડોળ કમિટિએ આપી, અને બદલામ
મંત્રીએ એ પુસ્તકની જેટલી નકલો કમિટિને સોંપી તેટલ
સ્વીકારી લેવામાં આવી, અને તે ધીમેધીમે વેચાય છે.

## ૪ (૨) મુશ્કેલીઓ.

ભંડોળ કમિટિ સ્થપાઇ તે દિવસે ને ના. લીંબ
અને રાજકોટ ઠાકોર સાહેબોએ આપેલી રકમો જ હાથમ
આવી હતી. પરિષદ પૂરી થયાને બીજે દિવસે સ્વ. અંબ
લાલ સાકરલાલને આગળ કરીને એક ડેપ્યુટેશન બીજ

ત્રણ રાજાઓને વિનંતી કરવા ગયું. તે ત્રણે યે રકમો ભરી તેમાંની એક રકમ મળી ત્રણ વર્ષે, બીજી મળી હું રાજકોટ છોડી પૂણે આવી ગયો તે પછી; ત્રીજી મળી જ નથી. જે મળી તે પણ કેટકેટલે પ્રયાસે, એ વાત ઉપર કાલપ્રવાહનો પડદો પડી ગયો છે, તે ભલે પડેલો જ રહે.

બીજા રાજાઓને વિનંતી કરવા બીજા ડેપ્યુટેશનને માટે વિચાર કર્યો. એ વિચાર કૃતિમાં ઊતરવા પામ્યો નહીઃ રાજકોટ રાજકુમાર કોલેજના કુંવરોએ ત્રીજી પરિષદમાં હાજરી આપી તેને શોભાવી હતી, અને બદલામાં સાહિત્યોત્તેજનની રાજાઓની ફરજ વિશે કંઇક અર્વાચીન સંસ્કાર ગ્રહણ કર્યા હતા. એમનામાંના ગાદીએ આવેલા જુવાન રાજાઓને એમનામાંના જ બેએ અંગત મૈત્રી દાવે કાગળો લખ્યા. આ વાતો ઉપર પણ કાલનો પડદો ભલે પડેલો જ રહે. યુરોપીય વાતાવરણના સ્થૂલ નિમ્ન પ્રદેશોમાંના સુખવિલાસવાદ, વ્યક્તિવાદ, જડવાદ, આદિનો આપણા અને નિરંકુશ રૈયતના તેજે ઊજળા રાજાઓને કેટલો તો મોહ લાગેલો છે તે કોઇનું અજાણ્યું નથી.

તદ્દ્ઉપરાંત સભ્યોની યોજના કરી. આમાં વર્ગ શા માટે, દરેક વર્ગ કને આટલી રકમ શા માટે, વગેરેમાં એક વર્ષથી વધારે ગયું. અને જેમ તેમ કરીને અમુક લવાજમ વા દાનની રકમ સાથે બે વર્ગો એમ બન્ધારણ બાંધવામાં આવ્યું. આ પણ બે જણાના ટેકાથીજ થઇ શકયું. સર

પ્રભાશંકર પટ્ટણીના અને સ્વ. રણજિતરામના. અને સર પ્રભાશંકર, શેઠ સાહેબ નરોતમ મોરારજી, રા. રા. દલપતરામ શુકલ આદિથી આરમ્ભ થયો.

આવી વધારે રકમો ઉઘરાવવા કોણે મથવું? આ રકમો મેળવવામાં મ્હને આટલાં વર્ષો દરમિયાન બે જણેજ મદદ કરી છે. બીજાઓ કનેથી મેળવવામાં મદદ કરીશું એવાં વચન પણ બીજાં ત્રણ જણેજ આપેલાં. અને રૂા. ૧૦૦) કે રૂા. ૫૦૦) આપીશ એવાં વચન પછી એ રકમ કમિટિને મળી જતાં પાછા વર્ષો ગયાં એવા દાખલા પણ બન્યા છે. હોય. હજી પ્રજાસ્મિતાનું બીજ વવાયાને પણ પચીશ વર્ષ નથી થયાં. એ બીજને ગુજરાતની ભોંય બંગાળાદક્ષિણના જેટલી ન ભાવે તેનાં ઐતિહાસિક કારણો છે. અને પ્રજાસ્મિતાની ભાવના સાથે સાહિત્યનો દેહ અને આત્મા જેવો ગાઢ સંબંધ છે, સાહિત્ય વડે જ પ્રજાસ્મિતા દેહી છે, એ તત્ત્વ વિશે સંપૂર્ણ પ્રતીતિવાળા–આપણા ગુજરાત બૃહદ્ ગુજરાતમાં કેટલા હશે વારુ?

આબ્દિક લવાજમી સભ્યો મોટી સંખ્યામાં કરિયે તો? મ્હારી ના નહતી. લવાજમ કેટલું રાખવું તેનો આંકડો ઠેરવવામાં વખત વહ્યો. આંકડો નક્કી થયો. મેં કહ્યું બજેટ ( budget ) ક્યારે કરી શકિયે, ઓછામાં ઓછી એક ચોપડી જેટલો ખર્ચ દર વર્ષે નવો આ આબ્દિક સભાસદો પાસેથી મળે એમ હોય, એટલે કે દર વર્ષે રૂા. પાંચસો તો

આપે એટલી સંખ્યામાં સભાસદો થાય ત્યારે; એટલી સંખ્યા થાય તો જ આબ્દિક સભા, બજેટ, કાર્યવાહકોની ચુંટણી આદિ બન્ધારણ લેખાસર, અને પ્રગતિપ્રેરકઃ બન્ધારણના ખાલી ટૂચામાં શો સાર? આબ્દિક રૂા. ૫૦૦)ની ઉપજ આવે એટલા સભ્યોની સંખ્યા થઇ જ નહીં. આબ્દિક સભ્યો મેળવવાને માટે એકપણ માણુસ મથતો હોય એમ મેં દીઠું નહીં. અને આ અદસાંસતો જ અવતરેલો ખયાલ થોડો વખત જતાં નિર્જીવ છે એમ સિદ્ધ થયું.

૧૯૦૯ થી ૧૯૨૦ લગીમાં ભંડોળ કમિટિ મળી છે પણ કેટલી વાર? રાજકોટની પરિષદને બીજે દિવસે રાજકોટમાં; વડોદરાની પરિષદ દરમિયાન વડોદરામાં; બે વાર મુંબઇમાં; એક વાર અમદાવાદમાં; એક વાર ગોધરે; અને અમદાવાદ પરિષદ (બીજી)ના દિવસોમાં અમદાવાદમાં. મેં અહેવાલ, હિસાબનો સાર, અને સાથે દરખાસ્તોના છાપેલા સરક્યુલર દર વર્ષે મોકલવાની રીત ચલાવી જોઇ. પણ દરખાસ્તો વિશે ચોકખા મત આવે નહીં; કશો જ મત આવે નહીં; પ્હોંચ પણ નહીં; આવે તેમાં ચર્ચાઓ જ વધારે આવે. રાજકોટમાં હતો ત્યાં લગી રાજકોટ મુકામે મીટિંગ બોલાવીને કામ કહાડી લેવાની પદ્ધતિ મ્હને સહેલી હતી. રાજાઓના એક રકમે દશ હજાર મળ્યા હોત તો એમ કરવું પણ પડત; કેમ જે તો આબ્દિક વ્યાજ રૂા. પાંચસોની આસપાસનું, તેના ખર્ચ માટે (ઉપર દર્શાવાઇ

ગયું છે તેમ ) બજેટ, ચુંટણી, આદિવાળો વહીવટ અનિવાર્ય બનત. પરન્તુ ભંડોળ કમિટિના સંજોગો જોતાં એ રાજકોટી બની જતાં તો કાં તો એ વ્હેલી મરે, અગર તો કેવલ સ્થાનિક બની આખી પ્રજાના સહાનુભૂતિ અને ટેકો મેળવતી અટકી પડે, એમજ લાગ્યું; અને સરક્યુલરની પદ્ધતિ વધારે વાજબી ગણી. તો વળી તેનો અનુભવ ઉપર પ્રમાણે થયો.

પુંસ્તકપ્રકાશનનુંજ જેનું કાર્ય, અને રૂ. પાંચસોની પણ બાંધેલી આબ્દિક આવક કોઇ કાલે નહીં, એવી કમિટિને બજેટ હોય નહીં, બેત્રણ વર્ષે એકાદ કામ માટેજ મળવાનું હોય, અને ઇ. સ. ૧૯૧૪ થી તો હું પૂણે આવી ગયો. એટલે એ સરક્યુલરો પણ થયા અનિયમિત. એક વખત સરકયુલર કહાડીને અમુક તારીખે અમુક સ્થલે મીટિંગ ઠેરવી, અને તે ઇન્ફ્લુયેનઝાનો રોગચાળો કે એવા કારણથી ફેરવવી પડી. જૂદેજૂદે સ્થલેથી માણસોને એક જગાએ અમુક તારીખે બોલાવવા, તો હાજર થવા જેવું કામ પણ હોવું જોઇએ. અને સાધનહીન કમિટિનો મંત્રી એવું કામ સારી રકમ આવી પડી હોય ત્યારે એટલે કે બેચાર વર્ષે કોઇ સોનેરી પળે જ બતાવી શકે. ભાવનગર પરિષદની વિષયસમિતિમાં ભંડોળ કમિટિની ચર્ચામાં મેં આ સર્વ હકીકતનો ખયાલ સમિતિને આપેલો ત્યારે ભંડોળ કમિટિ એટલે રાજામહારાજાઓના આશ્રયે પુષ્ટ થયેલી સમૃદ્ધિ સંસ્થા, જેનો લાભ ગુજરાતી સાહિત્યને મળવા

દેવામાં હું જ દાટેલા ધન ઉપર નાગ પેઠે ફણાધર બેઠેલો આડે આવું છું, એ કોણ જાણે કેવી રીતે ઉત્પન્ન થયેલો રોમાન્ટિક (romantic) ખયાલ ચિરાઇ જઇને ખરી સ્થિતિ જાણવામાં આવતાં, એક ઊર્મિલ બન્ધુને લાગી આવ્યું, અને ગુજરાતી સાહિત્યની નિર્ધન રાંકડી હાલતનાં રોદડાં રોવા બેઠા, તે વખતે મેં પણ 'હીયર હીયર! હાય હાય!' એવા ઉદ્‌ગાર કરીને ઊંઘી જતા અને ચાલ્યા જતા શ્રોતાઓ, એટલે કે આપણી પ્રજાકીય પરિષદને જેમ તેમ ધ્યાન આપતી રાખીને, ત્યાં થઇ શકયો તે ઠરાવ કાગળે નોંધાઇ જતાં લગી કામને ખેંચી રાખ્યું.

અને આ અજબ કમિટિની જુમ્મેદારી બે જણાએ પોતાને માથે રાખી, તેમાં સૌથી બડી બાત તો એ હતી, કે હું મંત્રી અને રા. રા. લલ્લુભાઇ સામળદાસ તીજોરર, એમ અમે બંને જો રીતસર નીમાયલા અધિકારીઓ હતા, તો તે અમે ગેરરીતના તો ન્હોતા એટલા જ અર્થમાં. અમારે માથે આ જવાબદારી શી રીતે ઊતરી તે જોવા જેવું છે. રાજકોટ પરિષદે ભંડોળ કમિટિ ઊભી કરી તે સાથે તેને લગતી તમામ સત્તા એ કમિટિને આપી દીધીઃ સાધન મેળવી લેજો, બન્ધારણ કરી લેજો, સંતત કામ કરવાનું તેમાં અમારા જેવી સંસ્થાનું દખલ નહીં તેજ ઉત્તમ, અને આ ત્હમારી કમિટિમાં અમે મંત્રી નીમિયે છિયે, રા. રા. દલપતરામ શુકલને, ત્રીજોરર નીમિયે છિયે રા. રા. પ્રભા-

શંકર પટ્ટણીને. પછીની પરિષદો ભંડોળ કમિટિ જોડે કેમ વર્તી તે જરૂર પડતું આ વિભાગની પેટાકલમ (૪) માં આવશે. સાધન મળ્યાં નહીં, સાધન વગર કામકાજ એવું જ, અને તો બન્ધારણની યે શી જરૂર, એ ઉપર આવી ગયું. અને પદ્ધતિ વિશેની પેટાકલમ (૩) મા પૂરવણી જેટલું આવશે. દરમિયાન રા. રા. દલપતરામ શુકલને વિલાયત જવું પડ્યું એમણે મંત્રીપદ વળગાડ્યું મ્હને, અને ગયાઃ પાછા આવ્યા ત્યારે મેં ઘણું યે કહ્યું, પણ એમણે પાછું લીધું જ નહીં: થોડા વખત પછી પટ્ટણી સાહેબ મુંબાઇના ગવર્નરની કાઉન્સિલના મેમ્બર થયા. એમણે ત્રીજોરરનું પદ વળગાડ્યું રા. રા. લલ્લુભાઇ સામળદાસને. આ પ્રમાણેના ફેરફાર પાછળથી સરકયુલર ફેરવીને મંજૂર થયેલા ગણી લીધા. પણ અધિકારીને ચુંટવા જેવી બાબત બેઠક મેળવીને જ રીતસર થઇ શકે એ વિશે બે મત ભાગ્યે સમ્ભવે. માટેજ કહું છું અમે ગેરરીતના અધિકારી નહીં એટલાજ અર્થમાં રીતસર નીમાયેલા હતા. અને આ પ્રમાણે અમારે માથે આવેલી જુમ્મેદારી અમે બેયે વહી છે, તથા ઉપર નોંધાઇ ગયું છે તે કામકાજ અમને મળ્યાં તે સાધનો વડે અમે કર્યું છે.

### ૪ (૩) પદ્ધતિ

ત્યારે સાધનો કેમ મેળવવાં ? થોડાં સાધને પણ કામ કેમ કરવું ? રાજાઓના જે મળેલા તે રૂપિયાનાં વ્યાજ

ત્રણ વર્ષ લગી ભેગાં થતાં એક ચોપડીનો ખર્ચ ઊપડે એ સ્થિતિ હતી.

થોડું તો થોડું, પણ સારું જ કામ કરવું એ પ્હેલો સિદ્ધાંત થયો. સારો લેખક પોતાને પ્રિય એવો વિષય માથે લે અને જે રૂપમાં લખે તેજ સારું નીવડે,–તો આપણે યાદી યોજનાઓ ઘડી તે ચોપડીઓ કોઇને સોંપવી, અથવા તેનો અમુક ભાગ જાહેર હરીફાઇ માટે જણાવી હરીફો જે મળી આવે તેમાંથી અમુકનું કામ ઉત્તમ જણાતાં તેને જ આખું સોંપવું, એ રીત નહીં ફાવે એમ લાગ્યું. પ્હેલી ચોપડી મિત્ર-દાવે અને કમિટિને માટે સાચી લાગણી હોવાથી તથા રા. રા. દલપતરામ શુકલ, સ્વ. હરજીવન શુકલ, આદિના આગ્રહથી પ્રો. હરિલાલ માધવજી ભટ્ટે લખી આપી. બીજી, સ્વ. ધીમતરામ નવલરામ કનેથી એમના પિતાના અપૂર્ણ ઇતિહાસનો કોપીરાઇટ ખરીદીને કમિટિને મેં કરી આપી. અને એમ કામ આરંભાયું. પછી તહાહયાત સભ્યોનું બન્ધારણ ગમે તેમ નક્કી કરીને પટ્ટણી સાહેબ,શેઠ સાહેબ નરોત્તમ મોરારજી, રા. રા. દલપતરામ શુકલ આદિથી આરમ્ભ કર્યો. પરંતુ આમ પણ, ચાર છ મહિના વખત કહાડી મહેનત અને રખડપટ્ટી કરીને અને લોકોના ઘરના ઊમરા ઊગતે મળસ્કે ભાગીને ગુજરાતી સાહિત્યને માટે–(૧) ગુજરાત વર્નાક્યુલર સોસાયટી, (૨) ફાર્બસ સભા, અને (૩) શ્રીમંત ગાયકવાડ સરકારનું ખાતું, એમ ત્રણ મોટાં ફંડ હતાં ને

ચોથું મોટું ફંડ કરવું, જેના વ્યાજમાંથી જ વહીવટ ચાલે, એવું મોટું ફંડ ગુજરાતી દાતાઓ ગુજરાતીઓને ગુજરાતી સાહિત્યને સારુ આપે, એ આખો ઘાટજ અમારા ત્રણચાર મગજમાં બેઠો નહીં. અમે એટલા ભાવનાશીલ કે ભાવના-ભોટ ઓછા. અથવા બહુવચન શા માટે ? ભલે આનો જુમ્મો એકને જ માથે પડે.

તહાહયાત સભ્યોનાં નાણાં આવે એમ ખર્ચવાં; સાથે ચોપડીઓ થાય તેનાં વેચાણ તર્ફ ધ્યાન આપવું; જાહેર ખબર આદિથી વેચાણ ઝડપથી થાય એવી કોશેસ કરવી; ઝડપથી વેચાય એવી ચોપડીઓ વધારે સંખ્યામાં અને વ્હેલી બ્હાર પાડવી; કર્તા અને ચોપડી નક્કી થાય એટલે તેની પાછળ જોઇતી રકમ મળી જતાં કે કૈંક વ્હેલું પણ છાપવાનું શરુ કરી દેવું: આ ભંડોળ કમિટિના વહિવટ માટે મંત્રીએ બનતાં લગી પાળવાનાં સૂત્રો બન્યાં. પારિતોષિક વગર ચોપડી આપે તેવા લેખકો શોધવા કે ચોપડી પાછળ એટલો ખર્ચ ઓછો પડે; પરન્તુ આવી ચોપડીઓની પ્રથમાવૃત્તિ જ કમિટિની, તે પછીનો કોપીરાઇટ કર્તાનો ગણવો; એક આવૃત્તિ જેટલી પોતાની ચોપડીની જાહેરાત થાય છે એટલો લાભ કર્તાને મળે છે, તથા એવા કર્તાને વિના પારિતોષિક ચોપડી આપવા બદલ કમિટિના તહાહયાત સભ્ય પણ ગણવા: આ પેટા ધોરણો ઉપલામાંથી કુદરતી રીતે જ ફૂટયાં. સાહિત્ય વૃદ્ધિને માટે ભંડોળ કમિટિની જૂની કે નવી સારી કે માઠી જેવી ગણો

તેવી પદ્ધતિ આ. આ પદ્ધતિમાં પણ સારા લેખકોનો ઉમંગી સહકાર વધારે મળે તેમ વધારે કામ થઇ શકે, અને કામતો અમર છે. ભલે એ કમિટિ મરી ગઇ. એણે વ્યવહારુ સાબીત કરી આપેલી પદ્ધતિ બરાબર સ્વીકારીને તથા પદ્ધતિમાંના સજીવન રસ જેવું સાહિત્યપ્રેમીઓના સહકારનું તત્ત્વ ખીલવીને સાહિત્યસેવા કરનારા નીકળશે, તો મેં કરી બતાવેલી સેવા સફળ થઇ છે. અથવા " નીકળશે તો " એમ પણ શા માટે ? આજે પણ એવી સાહિત્ય સેવા કરવાની શક્તિવાળા જુવાનો હું એકથી વધારે સ્થળે જોઉં છું. અને હું ઓળખું છું અને જોઇ રહ્યો છું તે કરતાં વધારે એવા જુવાનો ગુજરાત બૃહદ્‌ગુજરાતમાં હોવા જ જોઇએ. એ સર્વ હોંસીલાઓને મ્હારા તર્ફથી એજ આશીર્વચન કહું છું. મોટી સંસ્થામાંથી મદદ વધુ મળશે એવી આશા પડે છે, તથાપિ મોટી સંસ્થાનું ઘર્ષણ (friction ફ્રિકશન) પણ હોય છે જ, અને તે નડવાનું જ. તો મ્હારું પ્હેલું આશીર્વચન આ છે કે મને નડી છે એવી મુશ્કેલીઓ આ ઊગતા સાહિત્યપ્રેમીઓને ઓછી નડજો ! અને બીજું આ—કે જો આ સેવા મેં યશોવાંછના વગર જ કરેલી હોય, તો એમને પણ તે સેવા યશોવાંછના વગર જ કરવાનું બળ મળી રહેજો !

## ૪ (૪): પરિષદની ભંડોળ કમિટિ તર્ફે વર્તણુક

ઉપર વર્ણવેલી પદ્ધતિની એક નહીં, પણ બેચારછ કમિટિઓ એક બીજીથી સ્વતંત્ર રીતે સાહિત્યક્ષેત્ર ખેડશે અને સારું કામ કેટલાંક વર્ષ લગી આપતી રહેશે ત્યારેજ સાહિત્ય પ્રેમીઓના જોવામાં આવશે કે સાહિત્યવૃદ્ધિ માટે ગુજરાત વર્નાક્યુલર સોસાયટી, ફાર્બસ ગુજરાતી સભા, શ્રીમંત ગાયકવાડ સરકારનું ઉત્તેજન ખાતું, વિદ્યાપીઠ, દક્ષિણા મૂર્તિ છાત્રાલય, કે એવી માતબર સંસ્થાઓના કરતાં ભાવનાનાં આંદોલન અને પ્રચારમાં આવી ન્હાની પ્રવૃત્તિઓ જ લક્ષ્યસિદ્ધિમાં ચ્હડિયાતી હોય છે. સાધનોની તંગી આ કમિટિઓને નડતી નથી; સાધનોની વિપુલતા મોટી સંસ્થાઓને આ બાબતને જોઇતું પૌરુષ ભાગ્યે આપી શકે છે: એક સરખું ચેતન લાંબા સમય લગી નથી જ આપી શકતી. મોટી સંસ્થાઓ મોટા ભારતળે દબાયલી હોવાથી અમુક ચીલે પડી જ જવાની, તે ચીલામાંથી પણ દૈવત લગભગ ઊડી જ જવાનું. પરન્તુ આ તો બહુ મોટી વાત થઇ; જે સિદ્ધ કરવાને પૂરતી જગા પણ આ વિષયમાં હું આપી ન શકું. આપણે અહીં માંડેલા પ્રકરણને જ વળગી રહીને આગળ ચાલિયે.

સાહિત્ય પરિષદ્ વિશે લખતાં કોઇ ઓરિયેંટલ કોંગ્રેસોને, કોઇ બ્રિટિશ એસોસિએશન અને રોયલ સોસા-

પટીને, કોઇ ફ્રેંચ એકેડેમીને, કોઇ કાર્નેગી સંસ્થાઓને, એમ જૂદા જૂદા ચિન્તકો જૂદા જૂદા આદર્શોને સમ્ભારે છે. પરિષદની મ્હારી ભાવના પ્રાચીન ગ્રીસના ઓલિમ્પિક (olympic) ઉત્સવો ઉપરથી ઉદ્દ્ભવી છે. એ ઉત્સવો દરમિયાન માત્ર રમતો અને શરતો જ ન્હોતી ખેલાતી. સર્જક સાહિત્યની નવી કૃતિઓ અને તેમાં ઉત્પન્ન થતાં અવનવાં બલોની આખા ગ્રીસ અને બૃહદ્ગ્રીસમાંથી ભેગા થયેલા તવંગરો, અમીરો, રાજપુરુષો, વિદ્વાનો, વક્તાઓ, નાટકકારો, અને કવિઓના (કોઇપણ એક સ્થલે ન મળી શકે એવા) મોટા તેમ સંસ્કારી મેળાવડામાં, ખેલાડીઓના સાથેસાથે આ બુદ્ધિપ્રધાન ફલો અને બલોની પણ કસોટી થતી. અને જેના ઉપર આ સંસ્કારી મેદનીના વખાણની છાપ પડતી, તે ગ્રીક આલમમાં પંકાઇ જતું.

અથવા શ્રી હર્ષવર્દ્ધન આદિ આપણા જ સમ્રાટોનાં તીર્થસ્થાનોમાં થતા મેળા સંભારો.

પરિષદની હાક બૃહદ્ગુજરાતમાં વાગવી જ જોઇએ. ત્રીજી પરિષદ વખતે લન્ડનમાં પણ ગુજરાતી સાહિત્ય શોખીનોનો રાજકોટની પરિષદ્ નિમિત્તે મેળાવડો થયો હતો. ભાવનગર પરિષદ્માં રા. રા. ભાઇ ખબરદાર જાતે નાદુરસ્ત તબિયત છતાં મ્હારા આગ્રહને માન આપીને મદ્રાસ જેટલા વેરથી આવ્યા હતા.

દરેક પરિષદ્ વખતે ભેગા થયેલા શ્રીમાનોમાંથી સાહિત્યોપયોગી કાર્યોને માટે મદદ મેળવવી જ જોઇએ, એ આ ભાવનાનો બીજો અંશ છે. આ પ્રમાણે કંઇયે કામ થયું હોય તો તે રા. રા. ભાઇ વિજયરાય વૈદ્યના 'કૌમુદી' ત્રિમાસિકને મદદરૂપે છેલ્લી પરિષદ્‌માં થયું હતું. વડોદરા સુરત કે ભાવનગરની* પરિષદે પરિષદ્ ભંડોળ કમિટિ જેવી પોતાની સંસ્થાને પણ જરાંયે પોષી ન્હોતી. પરિષદ્‌નો ચલણી ખર્ચ (અહેવાલ અને નિબંધસંગ્રહ બહાર પાડવા લગીનો) પણ પરિષદ મળે ત્યાં લગીમાં જમા કરી શકયા ના હોય એવા કાર્યવાહકો પાસેથી આવી આશા રખાય જ કયાંથી? એટલે ભંડોળ કમિટિને એ રીતે સાધનપ્રાપ્તિ થવાની નથી, એ વડોદરા પરિષદમાં જ જોવામાં આવ્યું. અને સુરતની પરિષદ જોતાં ખાતરી થઇ. મદદ કરવાને બદલે સુરત પરિષદને તો ભંડોળ કમિટિ પાસેથી થોડી મદદ મેળવવી પડી, એ ઉલટી મુંડામણની વાત ઉપર આવી ગઇ છે. રાજકોટે પોતે માથે લીધેલા કાર્યને સારી રીતે પહોંચી વળી, પોતે જમા કરેલી રકમમાંથી કંઇક વધાર્યું, અને એ વધારો ભંડોળ કમિટિને આપીને દાખલો બેસાડેલો, પણ તે એળે ગયો. વળી વડોદરામાં સ્થિતિ

---

* અમદાવાદ પરિષદમંડલને મળવાની બે રકમો જાહેર કરવામાં આવેલી, પણ આ રકમો સામાન્ય ઉપયોગ માટે હતી નહીં. અમુક પ્રકારેજ વ્યાજ વપરાય એવા ટ્રસ્ટના રૂપની હતી.

જૂદી પણ હતી. પોતે માથે લીધેલા કાર્યને પ્હોંચી વળવામાં જે ખૂટ્યું, તે વડોદરાના કાર્યવાહકોએ શ્રીમંત સરકાર પાસેથી મેળવ્યું. અને શ્રીમંત પોતે મરાઠી અને ગુજરાતી પરિષદ નિમિત્તે જે ગુજરાતી અને મરાઠી સાહિત્યના ઉત્તેજન માટે મોટું ખાતું ખોલવાના હતા, તેમાં તો બેશક બધો અધિકાર અને બધી જુમ્મેદારી રાજ્યનાં જ હોય. પરંતુ ત્યાંનો કારોબાર ભંડોળ કમિટિ તર્ફ સામાન્ય વિનય પણ દેખાડતાં ખંચાયો. પરિષદની બેઠકમાં ભંડોળ કમિટિની હકીકત કહેવામાં આવે તે સામે પણ વાંધો લેવાયો, તે છેક આખરે છોડવામાં આવ્યો, ઉપકાર કરતા હોય ને એ રીતે; અને ભંડોળ કમિટિને લગતી હકીકત, રિપોર્ટ તૈયાર થવા આવ્યો ત્યાં લગીની, માસિકોમાં છપાઇ ચૂકેલી હતી, તેજ રિપોર્ટમાં સામેલ કરવાની હતી, તે લીધી નહીં; "અમને મળી નથી," એવો શેરો છાપીને. આમાં મ્હારી કસૂર હોય તો તે અત્યારે મ્હને એટલીજ દેખાય છે કે એ ફૂટનોટ સાથે વડોદરાનું પુસ્તક બ્હાર પડ્યું ને તુરત મ્હારે છાપામાં ચર્ચાપત્ર લખવું જોઇતું હતું. કેમકે તેમ કર્યું હોત તો મ્હારી ફરિયાદની સાથે તે વખતના જે કાગળપત્રો અને બીજી હકીકતના પ્રકાશમાં આખી વાત જોવાની, તે પણ હું જાહેરમાં મુકી શકત. હવેના મંત્રીઓ પોતાની અને પોતાને હસ્તક સંસ્થાની વકીલાત કરવા માટેના દરેક પ્રસંગનો વકીલની પેઠે લાભ લેવામાં વધારે સાવધ હોય છે, એ

ઝમાનાને અનુસરતુંજ છે. પરન્તુ આખી પરિસ્થિતિ
એક આ ફૂટનોટને જ તેર વર્ષે ઝડપી લેવામાં આવશે,
તેને રા. રા. હીરાલાલના નિબન્ધમાં ગણવામાં આવ્યે
એવો પૂરાવો ગણવામાં આવશે, એમ મેં સ્વપ્ને
ધાર્યું ન્હોતું. વળી એ વિગત કે એ હકીકત અત્યારે
પણ અગત્યની હોય એમ મ્હને તો લાગતું જ નથી.

અમદાવાદ અને ભાવનગરની પરિષદોને
વિગતો મુકાબલે તાજી છે, અને ઘણાના જાણવામાં છે
રા. હીરાલાલે એમાંથી પણ ઊપજાવેલા અર્થના
એમની સાહાસક બહાદુરી અથવા બહાદુર સાહસિક
નમૂના છે. પરન્તુ એમના અનર્થ કયાં કયાં અને
લગી અનર્થ છે, એ કશું જ લખીશ નહીં. હકીકતો
મુદ્દાની તેમ પરિષદ અને ભંડોળ કમિટી બંનેના પ
સમ્બન્ધને લગતી છે તેને સ્પર્શતાં તેમના અર્થ જણ

પરિષદના દિવસોનું ટાઇમટેબલ તોબા જેવું હોય
તેનો સૌને અનુભવ છે. અમદાવાદના કાર્યવાહકોએ વળી
ખુલ્લાં ચોગાનમાં જાહેર વ્યાખ્યાનોની ( કાર્યવાહકોને
તસ્દી નહીં એવી ) ગોઠવણ ઊમેરીને ફાટતાં રવૈ
એવડો સમ્ભાર ભર્યો. અને પરિષદનાં કામ
આખી પરિષદના પૂજ્ય અતિથિ રવીંદ્ર
પરિષદમાં મોડા પધારી શક્યા તે કારણથી, આ
માંથી જ મોડાં ઠેલાયાં. અધૂરાંમાં પૂરું, તે સમયે પ

પ્રમુખ અને ઇતિહાસવિભાગપ્રમુખ (આ ટીકાકાર જાતે) એ એને અજબ શૂર છૂટેલું, તે અમે તો અનુક્રમે સાડી ઓગણપચાશ અને સવાપચીશ પાનાનાં ભાષણ ગડગડાવ્યાં. ગુજરાતના શ્રોતાઓ જેવા શ્રાન્તશાન્ત શ્રોતાઓ ક્યાંય હશે ખરા ? આ બધા સંજોગોને જોતાં મેં વેળાસર જોઇ લીધું કે ભંડોળ કમિટિને માટે જે સમય અને સ્થલ કાર્યક્રમમાં નીમેલાં હતાં તેને વળગી રહેતાં તો કશું જ થઇ શકશે નહીં. પરન્તુ એ સ્થલ અને સમય ફેરવી નાખવાનું પણ મ્હારા હાથમાં હતું જ નહીં. અમે બે ત્રણ મળીને રા. બ. રમણભાઇ વગેરેને વિનંતિ કરી, તેમને પણ અમારી મુસ્કેલી વાસ્તવિક લાગી, અને બીજાં વધારે અનુકૂલ સ્થલ અને સમય જે મળી આવ્યાં તે ઠરાવી, તે વિશે જેટલાને બની શક્યું તેટલાને જણાવવામાં આવ્યું. અને ભંડોળ કમિટિ આ પ્રમાણે મળી, તો જ તે સમ્બન્ધે કંઇક ચર્ચા થઇ શકી, અને માર્ગે નીકળ્યો. રમત જ રમવી હોત તો આ પ્રમાણે બધાં જ કામની ઠેલંઠેલા પ્રવર્તતી હતી તેમાં મ્હારે કંઈ જ કરવાનું હતું નહીં, પ્રસન્ન વદને નીમેલાં સ્થલ અને સમયને વળગી રહી તે પ્રમાણે મ્હારે જાતે હાજર થવું હતું; ત્યાં તે સમયે કોઇક જ હોત, કંઇ જ થવા પામત નહીં; અને તેનો દોષ પણ મ્હારે માથે આવી શકત નહીં. ઠરાવેલા વખત કરતાં વ્હેલો અનુકૂલ પડી ગયો એવો વખત અને ઠરાવેલા સ્થલને બદલે બીજું જ્યાં બધા જ હાજર હતા એવું

સ્થાન, ઝડપી લીધાં, તેને તો હું ભંડાળ કમિટિમાંથી પરિષદ મંડલ થઇ જાય તો તે માટે મ્હને પોતાને આગ્રહ હતો જ, એનો ખાસ અને અભેદ્ય પૂરાવો ગણું છું. તો એ જ હકીકતમાં જે કોઇ દૃષ્ટિને મ્હારા ઊંડા પેચ અને પ્હોંચ જોવામાં આવે, તેને તો મ્હારું કોઇ પણ કામ સીધું સમઝાય તે જ નવાઇની વાત બને !

હવે આ અમદાવાદ પરિષદે શો ઠરાવ કર્યો તે જોઇયે; અને મહત્ત્વની બાબત એ જ છે. આને માટે પરિષદના ઠરાવોમાંનો ઠરાવ ૫ મો—વિભાગ (૨), અને પરિશિષ્ટ ૬ ઠ્ઠું (ગુજરાતી સાહિત્ય પરિષદનું બન્ધારણ) એમાંની કલમ ஐ ની ટીપ, તથા કલમ ट (ખાસ કરીને તેમાંની પેટા કલમ ૭), એ ત્રણ સાથે લેવાનાં છે, કેમકે સંલગ્ન છે*. આવો ઠરાવ થયો તેનો બધો ટોપલો મારે માથે ઢાલવવાને કોઇ ગમે તે કારણે ચાહ્ય, પણ એ શું વાજબી છે ? આખી ભંડાળ કમિટિએ અને આખી વિષયસમિતિએ મ્હને તેમ બીજાઓને સાંભળીને, જે સર્વાનુમતે ઠરાવ્યું, તે કોઇને ગમે તેટલું ખૂચતું હોય તથાપિ તેનો દોષ એક જ માણસને માથે–એનું નામ જ આક્ષેપ અને નિન્દા.

એ કલમોના એકત્રિત અર્થમાંથી પરિષદ–મંડલ ( જે નવું રચવાનું) અને પરિષદ એ બેની વચ્ચે પરસ્પર સમ્બન્ધનું

* જુવો અમદાવાદ પરિષદ (૧૯૨૦) નો અહેવાલ અને નિબન્ધસંગ્રહ.

બન્ધારણ કયા રૂપનું ફલિત થાય છે તે જોવું જોઇયે. પરિષદ પોતાની વિષયસમિતિ જે ઠરાવો ઘડી આપે તે સ્વીકારી લે, એજ શિરસ્તો છે.* એટલે આપણે જોવાનો છે તે વિષયસમિતિ અને પરિષદ–મંડલનો પરસ્પર સમ્બન્ધ. મંડલને સંતત અને વહીવટી (administrative) કામ કરવાનું છે. નાણાં મેળવવાં, સંભાળવાં, અને યોગ્ય રીતે ખર્ચવાં તેનો બધો જુમ્મો તેને વ્હોરવાનો છે. યોગ્ય રીતે ખર્ચ એટલે ઉદ્દેશાનુસાર ખર્ચ. ઉદ્દેશોનું લખાણ ટુંકું, સ્પષ્ટ, અને વ્યવહારુની સાથે કાયદેસર હોવું જોઇએ, એવો બન્ધારણશાસ્ત્રનો એક મૌલિક સિદ્ધાન્ત છે એટલા જ માટે. આથી ઉલટું જે અમલદારો અને બ્યુરોક્રેટોને જરા

* મુંબાઇની પરિષદમાં વિષય સમિતિને માથે જે છેલ્લું કાર્ય કરવાનું આવ્યું-ચુંટણીનું, તેમાં રમત રમાઇ, ચુંટણીઓમાં ઘણે ઠેકાણે રમાય છે. તેવી; આથી કેટલાક હઠે ભરાયા, અને પરિષદે પોતાની વિષય સમિતિનો એ એક પૂરો પાછો ઉથલાવ્યો એ નવો દાખલો (precedent પ્રીસિડન્ટ) મુંબાઇ પરિષદ (૧૯૨૬) માં પ્રથમ પ્હેલો બન્યો છે. આ શિરસ્તાભંગ અપવાદ ગણાશે કે નવા શિરસ્તાનો જનક બનશે એ સવાલ ભાવિને ખોળે છે. પક્ષહઠ અને પક્ષચાલાકી અતિ ઉપર જતાં સર્વત્ર આખી સંસ્થાને ઈજા થાય છે જ. હવેની પરિષદોમાં ઠરાવો આવે ત્યારે જરૂર પડતાં મતો પણ લઇ શકાય એવી ગોઠવણ કાર્યવાહકોએ રાખવી પડશે. વળી ઠરાવોના કામને માટે વધુ સમય પણ આપવો પડશે.

સત્તા જરા મનસ્વીપણાનો શોખ, તેઓ કુદરતી રીતે ઉદ્દેશોની વ્યાખ્યા ઢીલી અને ગોળમટોળ વ્યાપક જ પસંદ કરે: ભાવનાઓ આગળ કરીકરીને એવી વ્યાખ્યાઓને મંજૂર કરાવી લે: કે પછી એ ગોળમટોળ અને વ્યાપક શબ્દોના જોર ઉપર પોતે પોતાની સત્તા વધારી દઇને ગમે તેવી રમત રમી શકે. સ્વ. રણજીતરામ જેવાને નહીં અનુભવ અને નહીં કોન્સ્ટિટ્યુશનલ ઇતિહાસ અને પર્યેષણાનો પરિચય, કે આવા મુદ્દા બરાબર સમઝી શકે. આ ઉદ્દેશો કોણ ઘડે? કોણ ફેરવે? પરિષદ એટલે વિષયસમિતિ (જુવો ट ૭ નું છેલ્લું વાક્ય). મંડલની કાર્યપદ્ધતિ એટલે કે કામકાજ માટેનાં મોટાં વ્યાપક ધોરણો કોણ ઘડે, કોણ ફેરવે? પરિષદ એટલે વિષયસમિતિ (જુવો એજ). પરિષદવિષયસમિતિ એટલે શું? જુવો झ ની ટીપ. વિષયસમિતિના સભ્યોમાંથી અર્ધ સંખ્યા જેટલા મંડલના સભ્યો હોવા જોઇએ. એટલે કે ઉદ્દેશો અને વ્યાપક ધોરણો બાંધવા અને ફેરવવામાં પણ મંડલનો અનુભવ, મંડલની મુશ્કેલીઓ, મંડલની વાસ્તવિક સ્થિતિ વિષયસમિતિને સાંભળવી જ પડે, અને માત્ર સ્થાનિક વા સામયિક સંજોગોને વશ ન થતાં બન્ધારણનું સાતત્ય (continuity) જળવાય. ઉલટ પક્ષે મંડલનું દરેક ધારેલું વિષયસમિતિમાં થાય જ, એમ પણ નહીં, કેમકે બીજા અર્ધ સભ્યો મંડલના નહીં એવા, તથા તેમાં આગલી બેઠકોના પ્રમુખો આદિ વજનદાર

તટસ્થ ગણાય, નિઃસ્વાર્થીપણે વસ્તુના સ્વરૂપનેજ
ન્ય આપી મત બાંધે અને સલાહ આપે, એવી
તઓનું પ્રમાણ મંડલના સભ્યોમાં હોય તેટલું તો
નું જ. છેવટ, આ મંડલની કારોબારી સભા
cutive body)નું બન્ધારણ જુવો. પ્હેલી કારોબારી
પરિષદ એટલે કે વિષયસમિતિ નીમી આપે, તેમાં
ıકમિટીના આજીવન સભ્યોમાંથી ૬ નીમી આપે. ભંડોળ
ટેના બધા સભ્યો મંડલના પણ સભ્ય ગણાય, એ
આમાં ગર્ભિત છે,* મંડલના પોતાના સભ્યો આ મૂળ
ામાં વધતા જાય એજ મંડલની રચના અને બન્ધારણ
ા પ્રધાન સૂર છે. આ મંડલને પરિષદે બાંધેલા ઉદ્દેશો
પરિષદે નક્કી કરેલા બન્ધારણ પ્રમાણે પોતાની કારો-
કમિટિ નીમવાની અને વહીવટ માટે પોતાના પેટા-

---

* ગર્ભિત એટલા માટે કહું છું કે એ હકીકત શબ્દોમાં
ચોક્ખી જણાવેલી નથી. ભંડોળ કમિટિ અને વિષય
એ ચર્ચા કરીને જે રૂપ ઠરાવેલું તે શબ્દોમાં
ં આ જણાવવું રહી ગયું, એટલે એ 'ગર્ભિત'
. પરન્તુ એ વાત મુખ્ય કર્તાઓના મગજ ઉપર એટલી
ાયલી હતી કે ભાવનગર પરિષદે અમદાવાદનો ઠરાવ
ંખવા જેવો ઠરાવ ઘડયો, તથાપિ ભાવનગર પરિષદે
ંડલનું બંધારણ બાંધી તેનો આરમ્ભ કરવાને જે ખાસ
(૩૭ માણસની) નીમી તેમાં, તથા તેમણે જે બન્ધારણ
ાને રજિસ્ટર કરાવ્યું, તેમાં યે આ સિદ્ધાન્ત સ્વીકારવામાં

નિયમો ઘડી લેવાની સત્તા આપવામાં આવી છે; અને અપવાદ લેખે પ્હેલી કારોબારી સભા પરિષદ નીમી આપે છે.

આ બન્ધારણ મેં પેચથી કરાવી લીધું તો એમાં પેચ ક્યાં અને શો હતો તે કોઇ પણ કહી શકશે? ભંડોળ કમિટિને પરિષદથી તદ્દન અલગ કરી નાંખી એ રાજકોટે કરેલી વ્યવસ્થા પછીની પરિષદોને અત્યન્ત અમાન્ય લાગી એમ અનુભવે દેખાડેલું. ઉપરથી મંડલ અને પરિષદનો સમ્બન્ધ રાખનારું, તથાપિ એક બાજુએ પરિષદનું વર્ચસ્વ રાખનારું, અને બીજી બાજુએ મંડલને પૂરતી છૂટ આપતું, બંધારણ રચાય તો વધારે સારું, એમ સિદ્ધ ગણીને આ નવું બંધારણ રચેલું છે. મંડલનો તમામ હિસાબ પરિષદના સામાન્ય મંત્રીઓ આડિટ (audit) કરે, એ

---

આવ્યો. મંડલ માટે પ્હેલું બંધારણ ઘડાયું તેમાં કે એ રજીસ્ટર કરવા માટેનો અંગ્રેજી તરજુમો મંજૂર થયો તે બેઠકમાં, કે આ ખાસ સમિતિની કોઇપણ બેઠકમાં, હું હાજર ન હતો. તથાપિ નવું મંડલ એટલે જૂની ભંડોળ કમિટિના સભ્યો બધા જ, અને જે નવા સભ્ય નવી કલમો પ્રમાણે થાય તે, એજ સિદ્ધાંત સ્વીકારાયેલો છે. જુવો તા. ૧૨-૧૦ ૧૯૨૪ ને રોજ નક્કી થયેલા બન્ધારણમાં કલમ ૧૮ મી (તેના તા. ૧૯-૪-૧૯૨૫ ને રોજ મંજૂર રાખેલા અંગ્રેજી તરજુમામાં section 18). આ કલમ અહીં ઊતારું છું: 'પરિષદ ભંડોળ સમિતિ આ મંડલ સાથે એકત્ર થયેથી તેના આજીવન સભાસદો આ મંડલના પણ આજીવન સભાસદ તરીકે ચાલુ રહેશે.'

કલમથી દર વર્ષે આબ્દિક સભામાં આગલા વર્ષનો હીસાબ અને નવું બજેટ રજુ થાય તે ક્ષણે મંડલના વહીવટની ખામીઓ પરિષદના સામાન્ય મંત્રીઓના લિખિત અભિપ્રાયદ્વારા પ્રજાના જાણવામાં આવે, અને એ રીતે મંડલનો વહીવટ એકહત્થુ કે કોઇ પણ રીતે ગેરરીતનો જે અંશોમાં જણાય, તે અંશોનો સુધારો પ્રતિવર્ષે થતો આવે, એવી પણ આમાં યોજના છે. તો આ બન્ધારણમાં એવું શું છે કે તેને માટે એ તો ફલાણો કરાવી ગયો એમ આંગળી ચીંધવી પડે, અગર અગમ્ય ભેદ અને પ્રપંચના તોહમતનું અંગત વિષ જાહેર વિષયની જાહેર ચર્ચામાં છાંટવાનું પ્રયોજન પણ મળી આવે? અથવા દલીલની ખાતર સ્વીકારિયે કે આ બન્ધારણ એક માણસે કરાવ્યું, તો તે માણસે પરિષદ ઉપર પોતાની આગેવાની સ્થાપીને આવું સુયોગ્ય બન્ધારણ કરાવ્યું, તેનો બદલો તેને ફુલનો હાર ઘટે છે કિંવા ખાસડાંનો!

અમદાવાદે રચેલું આ બન્ધારણ મ્હને પોતાને પૂરેપૂરું માન્ય છે એમ પણ નથી. પરન્તુ જાહેર બાબતોથી જાહેર ચર્ચાદ્વારા થતી વ્યવસ્થામાં કોઇ પણ એક વ્યક્તિનું કે પક્ષનું ધારેલું આખું ડોળિયું સ્વીકારાય નહીં જ તેનો મ્હને અનુભવ છે. એટલે એવી ક્રિયાઓમાં ભાગ લેતાં હું આખા કોળાને વળગતો જ નથી. આ સંકુલ પ્રશ્નોમાં તત્ત્વનાં બિંદુઓ તારવી તેમની પણ અન્યોન્ય

સંલગ્નતા કેટલી અને અનિવાર્યતામાં એમને ક્યા ક્રમમાં મુકાય, એટલો વિચાર હું આગળથી કરી લઉં છું, અને ચર્ચાની મનસ્વી હોડકીને અમુક દિશામાં જ રાખવાને મથું છું. સરખેસરખા અધિકારવાળા પણ આદર્શ કાર્યપધ્ધતિ અનુભવ જ્ઞાન અને પ્રકૃતિમાં અત્યન્ત ભિન્ન એવા ઘણા માણસો સાથે મળીને જાહેર ચર્ચાદ્વારા કંઇક જાહેર ઠરાવ ઉપર આવવા મથે, તેમાં આ મેં આલેખી તેથી ભિન્ન કોઇ પણ સુકાની કલા હોઇ શકે, એમ હજી લગી તો મેં જોયું નથી. અમદાવાદના બન્ધારણમાંની સિદ્ધાન્તની બાબતોમાં પણ મ્હને એકથી વધારે અમાન્ય છે. એની કલમ ૧ થી ૬ માં ઉદ્દેશોનું જે અતિવિશાળ ડોળિયું છે, જે તેટલું અસ્પષ્ટ પણ છે, તે અવ્યવહારુ છે. આ હું પ્રથમથી ક્હેતો આવ્યો છું અને હજી કહ્યા જ કરવું પડશે એમ લાગે છે. હેતુમાં પૂરેપૂરી સ્પષ્ટતા જોઇએ. કેમકે ત્યાં આગળ ગ્રહણ અને બહિષ્કરણ (inclusion, exclusion) બેય વડે પરિષદની સત્તા તેમ મંડલની સ્વતંત્રતાની સીમાઓ બાંધવાની છે. પરન્તુ આ સ્થલે સ્પષ્ટતાને ઠેકાણે–છેલ્લા વાક્યમાં "ઉદ્દેશો, કાર્યપધ્ધતિ વગેરેમાં" એમ ગડબડાધ્યાય છે. કયો જવાબદાર કાયદા ઘડનારો આવે સ્થલે "વગેરે" જેવું પોલંપોલ સાંખી શકે? વળી ક (ઈ) અને (ઉ) જુવો. ચુંટણીનું તત્ત્વ દાખલ કર્યા વગર છૂટકો નથી, ચુંટણી એટલે ગરજાઉ માણસોની માનવ–દેહી હેવાનને શક્ય તે

બધીયે નીચતા; ચુંટણી એટલે નબળા અને નાલાયક મતદારોની નબળાઇઓનું ફારસઃ-એવો આખી દુનિયાનો એકસરખો અનુભવ છે. અને તોપણ ચુંટણીના તત્ત્વ વગર કોઇ પણ મોટી જાહેર સંસ્થાને ચાલવાનું જ નહીં, એ સ્થિતિ છે. તો દૂરઅંદેશ સુકાનીઓ ચુંટણીને માટે વર્ગોની વ્યાખ્યા, અને મત આપવા તથા ગણવાની પદ્ધતિઓ, અતિદૃઢ શબ્દોમાં ગાંઠી લે છે, અને તે પ્રમાણે કાર્ય થાય તેજ કાયદેસર ગણાય, એ જોવાનો અધિકાર સ્વતંત્ર જવાબદાર માણસોને સોંપે છે. આ સર્વને ઠેકાણે અહીં તો છે ज्ञ ( ई ) અને ( उ ). આમ બન્ધારણનું નામ જ જેને ના છાજે એવી રચનાઓ જ્યાં લગી ચાલશે ત્યાં લગી દરેક પરિષદને પરિષદમાંથી ફૂટતી દરેક સંસ્થાને અને પરિષદના આખા કાર્યને ખમવું પડશે.

હવે ભાવનગરનો ઠરાવ જોઇયે. અમદાવાદનો ઠરાવ ભંડોળ કમિટિ અને પરિષદ વચ્ચે સન્ધિના કરાર જેવો બંને એ સાથે મળીને રાજીખુશીથી કરેલો હતો. એ ઠરાવ પ્રમાણે મંડલ થઇ જવું જોઇતું હતું, તેણે પોતાનું પેટાબંધારણ અને પોતાના ઉપનિયમો કરી લેવા જોઇતા હતા; અને એ આખું ભાવનગર પરિષદ આગળ આવી, ભાવનગર પરિષદ તેના ઉપર પોતાની સંમતિની છાપ મારે એટલે ભંડોળ કમિટિ પાસેની મિલ્કત તેની ઉપરના બોજા સાથે પરિષદ-મંડલ લઇ લે અને હું છૂટો થઇ જાઉં, એમ હું સમઝ્યો

હતો. પરન્તુ આને બદલે ઉલટો એ મંડલ રચાયું જ નહીં તેનો બધો રોષ એક મ્હારે માથે જ ઊતર્યો. એ મંડલ રચી આપવા અને ચાલતું કરવાનું મેં માથે લીધેલું હતું જ નહીં. મ્હારી ઇચ્છા અને મ્હારો નિશ્ચય મ્હારે છૂટા થઇ જવું એજ હતો, એક જાળમાંથી છૂટું ને બીજી વધારે મોટી અને વિકટ જાળમાં પાછો કરોળિયો બનું, એવો હતો જ નહીં. આખી બાબત નવી હોત, કોરા કાગળે પ્રાથમિક આરમ્ભ કરવાનો હોત, તો પણ અમદાવાદે આલેખેલા ઉદ્દેશ અને ચુંટણુંને નામે અમદાવાદે સ્વીકારેલા છેક અપર્યાપ્ત બન્ધારણુવાળી સંસ્થામાં હું જવાબદાર કાર્યવાહક બનું, એ પણ અશકય હતું. તથાપિ મંડલ રચાયું નહોતું તેનો આરોપ ઘણા મ્હારે માથે ઢોળતા હતા, અને આરોપી એટલે ગુનાહગાર, અને ગુનાહગારની સઝા મ્હને કરવી હતી.

કાર્યવાહકોએ જે ઠરાવનો ખરડો લખી રાખ્યો હતો તેમાં આક્ષેપો હતા. એ આક્ષેપો પરિષદે કાઢી નાંખ્યા. પરન્તુ બીજી બધી બાબતમાં કાર્યવાહકોએ લખેલો ઠરાવ જ પરિષદ સમિતિએ માન્ય રાખ્યો. મેં કહ્યું–આ ખરડાના પ્હેલા પેરેગ્રાફને નિરાક્ષેપ કર્યા પછી પણ તેનો અર્થ એવો જ થાય છે કે અમદાવાદ પરિષદે પરિષદ અને ભંડોળ કમિટિની વચ્ચે સ્વીકારેલા સન્ધિને આ ઠરાવ ફાડી નાખે છે: અને આ પ્રમાણે થયેલો સન્ધિ ફાડી નાખવાનો એકલી પરિષદને અધિકાર હોય નહીં, તેમ એમ ફાડી નાખવામાં શો હેતુ કે અર્થ હશે, એ પણ

જણાતું નથી. આનો મ્હને જવાબ એટલો જ મળ્યો કે ત્હમારે અને ભંડોળ કમિટિએ ખાતરી રાખવી કે અમારો કોઇનો એવો આશય નથી, માત્ર શબ્દો ઉપર બહુ ન જવું, ભંડોળ કમિટિ**માંથી** મંડલ કરવું એ પરિષદનો નિશ્ચય કાયમ જ છે, ભલે આ શબ્દોનો ગમે તે અર્થ હોય, વગેરે, વગેરે. પરન્તુ આ પ્રમાણે મ્હને "સમઝાવનાર" વ્યક્તિઓમાં એ વ્યક્તિઓ એવી હતી કે મેં તેમના ઉપર જ બધું છોડયું. આ વખતે માત્ર આ સ્થાનની પરિષદનો "વિવાહ" એક શુભ પ્રસંગ તરીકે ખુશી બા ખુશી પાર ઊતરે એટલા પૂરતો જ ત્હમને આમાં રસ છે, આનાં પરિણામ આગળ ઉપર કેવાં ય આવે તેની ત્હમને પડી જ નથી, ગોર મહારાજની માફક ત્હમે તો પૂર્ણાહુતિ થતાં હાથ ધોઇ નાંખશો,* માટે જરા વધુ ધ્યાન આપો, શું કરો છો તે જરા સમઝો તો ખરા,

---

* ગુજરાતી પ્રજામાં આ વૃત્તિ 'લડો નહીં'; તોડી નાખો નહીં', રંગ ના બગાડો, પ્રસંગ સાચવો ખુશી બા ખુશી ગાજતે વાજતે હસતે મોંએ પૂર્ણાહૂતિ કરો' એ વૃત્તિ સર્વત્ર જોવામાં આવે છે. મૌલિક સિદ્ધાન્તોની બાબતમાં આ પતાવટી પટામણી બાજી શકય નથી; ગોટા હશે, બે વિરુદ્ધ તત્ત્વો ભેગાં થશે, ગંભીર શરતચૂક હશે, તો એ બન્ધારણી કચાશમાંથી જ ફરી ફરીને પ્રવાહ ક્ષુબ્ધ થવાનો જ, સક્રિય પ્રવૃત્તિને ધક્કો વાગવાનો જ. એવી કચાશો વિનાનું બન્ધારણ રચિયે તે જ સાચી દૂરઅંદેશ સમાધાની, બીજાં ફાંફાં—એવી સમઝ ગુજરાતમાં અત્યન્ત વિરલ જોવામાં આવે છે. ગુજરાતમાં સંસ્થાઓ જામતી

એ મેં એમને થોડુંઘણું કહેલું; પરન્તુ કેટલું દાબીને અને કયા રૂપમાં તે યાદ નથી. આ ઠરાવમાં આ શબ્દો ભલે મુકાયા પરન્તુ–અમદાવાદે ઠરાવેલાં તત્ત્વો પ્રમાણે કામ લેવું છે, એ મુદ્દાને જ તેઓ વળગી રહ્યા, અને મેં બધું એમના ઉપર જ છોડયું. ગુજરાતમાં આમ ઘણીવાર બને છે, અને જાહેર બાબત આમ યેનકેન પ્રકારે સમાધાની સાધવામાં ચુંથાઇ જાય છે. હું સારી પેઠે દૃઢ છું એમ જે લોકો ધારતા હશે તેમણે પણ આ દાખલાથી ચેતવાનું છે, માટે આટલો વિસ્તાર કર્યો છે. મુખ્ય વ્યકિતઓ અંગત મીઠાશ રાખે, વાત તુટી જાય ત્યાં લગી કોઇ ખેંચી પકડે નહીં, એ આવશ્યક છે, અને એ કલા ગુજરાતીઓને સુભાગ્યે

---

નથી, ખીલતી વધતી નથી, સંખ્યાબન્ધ ભાવનાભક્તો વર્ષો લગી પ્રયાસો કર્યા કરે છે અને સમય નાણા અને બીજા સાધનોનું પુષ્કળ પાણી થાય છે તે બધાનો ઘટતો લાભ હજી તો આપણને મળવા નથી માંડયો, જ્યારે દક્ષિણી પ્રજા કેટલીક બાબતમાં આપણાથી પેઢી બે પેઢી આગળ નીકળી ગઇ છે; એ સર્વ ગુજરાતી દેશભક્તને માટે દુઃખદ હકીકતોનો એક ખુલાસો આ છે. બુદ્ધિશક્તિ કે વૈયકિતક નીતિમાં કે ભાવનાબલમાં આપણે હિન્દની કોઇ પ્રજાથી ઊતરતા નથી અને સાધનોની આપણને તંગી નથી પરન્તુ સંઘ–કાર્યો યોગ્ય બન્ધારણને બાંધતાં આવડે યોગ્ય બન્ધારણને કેળવતાં અને અમલમાં મુકતાં આવડે તે પ્રજાજ કરી શકે. ( આ વિષયની વિશેષ ચર્ચા માટે જુવો 'ગાંડી ગુજરાત' એ નિબન્ધ. )

ગુજરાતી પ્રકૃતિને સુસાધ્ય છે. પરન્તુ તાત્ત્વિક વિરોધ કે વિરોધ નહીં તોય તાત્ત્વિક ભેદ હોય, ત્યાં કાર્યવાહકોની ક્ષણિક મીઠાશ ક્ષણિક જ નીવડે છે, માટે ઠરાવો અને બન્ધારણમાંના તાત્ત્વિક અંશોમાં સ્પષ્ટતા અને દૂરઅંદેશી પણ ઓછાં આવશ્યક નથી, એ ગુજરાત અને ગુજરાતીઓએ હજી શીખવાનું છે.

ભાવનગરના ઠરાવ ત્રીજાનો પ્હેલો પેરા છોડીને આગળ ચાલતાં, એ ઠરાવે જે સાડત્રીશ માણુસની ખાસ અને નવી કમિટિ નીમી તેમાં ભંડોળ કમિટિના સભ્ય અગિઆરથી વધારે નથી. ¾ કે ¼ જોઇએ એવું કશું એ ઠરાવમાં નથી. પરિષદ માટે અમદાવાદે રચેલા બન્ધારણમાં ચુંટણી અને બીજી બાબતોને લગતી મુશ્કેલીઓ ભાવનગરમાં જણાઇ હતી—અમદાવાદ વિષયસમિતિમાં જ ચોકૂખું જણાવવામાં આવ્યું હતું કે આ ત્હમે બન્ધારણ નથી બાંધતા, માત્ર મુશ્કેલીઓ સર્જો છો, તે તે વખતે કોઇએ સાંભળ્યું ન્હોતું. પરન્તુ આ વખતે આ બધું યે સુધારી આપવાની સત્તા પણ આ સાડત્રીસ માણુસને સોંપી દેવામાં આવી. અને આ ઠરાવમાં વળી વિશેષ તત્ત્વ એ છે કે એક બાબત તો તેમાં સ્પષ્ટ લખી છેઃ—આ મંડળે પરિષદ ભંડોળ કમિટિનું ભંડોળ પોતાના ભંડોળ સાથે એકત્ર કરવા તજવીજ કરવી. ભંડોળ કમિટિ વિશે તો—"ભંડોળ આપી દ્યો, બીજું કઇં ન જાણિયે," એ આખા ઠરાવનો અર્થ છે. મ્હારું વલણ

એજ કે મંડલ કરો અને હું છૂટો થઇ જાઉં. અને ભાવનગરની પરિષદવિષયસમિતિના બેત્રણ સુકાનીઓએ મ્હને ઉપર પ્રમાણે ખાતરી આપી અને ઠરાવના શબ્દોને ન વળગવા કહ્યું, અને મેં એમના ઉપર જ વાત છોડી દીધી.

આ ભાવનગર પરિષદમાં મ્હારી વર્તણુક, મ્હારા દાવપેચ આદિ વિશે બે પરસ્પરવિરુદ્ધ આરોપ એક સાથે પ્રવર્તે છે. એક ટોળી કહે છે, અમે જીત્યા, અમે ઠાકોરને હરાવ્યો. બીજી ટોળી કહે છે, બહુ જ કાવાબાજ, એજ પાછો ફાવી ગયો. આ બે ટોળીઓને જ આ બાબત સોંપી દઉં છું; એમને સામસામા હિસાબ જેમ સમઝવા હોય તેમ એઓ સમજી લે. મ્હારા મનથી પરિષદ કે પરિષદમંડલના બન્ધારણ જેવી જાહેર બાબત અંગત હારજીતની હતી નહીં; છે નહીં; કદાપ હશે નહીઃ

અમદાવાદે સન્ધિ કર્યો હતો; ભાવનગરે હુકમ કર્યો; અને પછી આ સાડત્રીસ માણસની ખાસ કમિટિએ મંડલનું બન્ધારણ બાંધ્યું. એની એક પણ બેઠકમાં હું હાજર થયો ન્હોતો. પરન્તુ એ ઓગણીશ કલમનું બન્ધારણ અને તેનો સત્તાવાર અંગ્રેજી તરજુમો જોતાં સ્પષ્ટ છે કે ભાવનગરના ઠરાવના અણઘડ શબ્દોને એ ખાસ કમિટિએ કશું વજન આપ્યું ન્હોતું. અને ભાવનગરમાં હું ફાવ્યો કે હું હાર્યો તેનો ઐતિહાસિક નિકાલ કરવા જતાં આ તે પછી

પણુ તેને અન્વયે બનેલી હકીકતને પણુ કઈંક મહત્ત્વ ઘટે છે ખરું !

મંડલ આ પ્રમાણે ૧૯૨૫ ના એપ્રિલમાં રજિસ્ટર થઇ ગયું. અને તુરત મેં હવાલો કેમ સોંપી ન દીધો? મ્હારા ઉપર જે છાપાછાપિ આક્ષેપો અને બીજો વર્વાદ વર્ષ્યો છે, તેમાં તથ્યાંશ આટલો જ છે. ઇ. સ. ૧૯૨૫ ના એપ્રિલ પછી તુરત મ્હારે સોંપી દેવું જોઇતું હતું, તેમ કરતાં હું કેમ ખંચાયો?

પાથરેલી પથારી સંકેલતા વાર લાગે છે. બુકસેલરો સાથે ચોપડીઓની નકલોના વેચાણનો જેમને અનુભવ છે તેઓ જાણે છે કે બુકસેલરોને ત્યાં પથારી સંકેલતાં અનેક મુશ્કેલીઓ આવે છે, કંઇ કંઇ ત્રુટિઓ પ્હેલી જ વાર જોવામાં આવે છે, અને ખાસ વાર લાગે છે.

વળી એક ચોપડી તૈયાર થઇ જવામાં હતી અને તે એટલી મહત્ત્વની કે તે પૂરી કરી તેની નકલો જ પરિષદ-મંડલને સોંપું તો વધારે સારું, એમ મેં ઠરાવ્યુંઃ આ ચોપડી "સિંહાસન બત્રીશી," ભાગ ૧, અને ૨, સંશોધિત.

આ વહીવટી કારણુ કે કારણો ઉપરાંત ધારાધોરણુની દૃષ્ટિએ (constitutionally) પણુ મુંબાઇની પરિષદ મળી જાય અને આ મંડલ તથા તેના બન્ધારણુ ઉપર પોતાની સંમતિની છાપ મારી આપે ત્યાં લગી રાહ જોવામાં મ્હને વધારે સલામતી દેખાઇ.

હું મુક્ત થવાની તૈયારીઓ કરી રહ્યો હતો અને મુંબાઇની પરિષદની રાહ જોઇ રહ્યો હતો, ત્યાં એક અકસ્માત્ થયો. રા. કનૈયાલાલ માણેકલાલ મુનશીએ મુંબાઇની પરિષદનું સુકાન પોતાના હાથમાં લીધું હતું. પરિષદમંડલનું નાવ અમુક દિશામાં જ દોરવાનો એમણે નિશ્ચય કર્યો. ભાવનગરે કરેલા ઠરાવના શબ્દોને એ કુશલ અને તકરારી વકીલની જેમ વળગી પડયા. એ ઠરાવે આપી દીધેલી નિઃસીમ સત્તાને જોરે ૧૯ કલમી બન્ધારણમાંની અનેક ખામીઓ સુધારવા અને પરિષદ તથા પરિષદમંડલને નવા વિશાળ આલીશાન પાયા ઉપર મુકી દેવા એમણે હામ બીડી, અને નવું બન્ધારણ રચ્યું, મંડલ પાસે સ્વીકારાવ્યું, રજિસ્ટર પણ કરાવી લીધું. એમનો ખરડો મ્હારી કને આવેલો તે પળથી જ મેં જોઇ લીધું, કે પરિષદ પરિષદમંડલના ખીસામાં જઇને પડે છે, પરિષદ મંડલ તેના કાર્યવાહક સમકના ખીસામાં જઇને પડે છે, અને એ કાર્યવાહક સમક પણ એક જ ખીસામાં મુકી દેવામાં આવે છે.

હું હવાલો આપી દઇને મુક્ત થઇ ગયો હોત, તો આ અકસ્માત થવા પામત જ નહીં; કેમકે મ્હારો અવાજ સંભળાશે એવી ખાતરીની સાથે હું એનું ખરું સ્વરૂપ ઉઘાડું પાડી શકત. એ બન્ધારણ એટલું તો નઠારું હતું, કે તે ન સ્વીકારવાને ઝાઝી વકીલાત કરવી પડે એમ પણ હતું નહીં. પરન્તુ મ્હારું સાંભળવામાં જ નહીં આવે એવા સંજોગ

હતા, અને મેં એટલું જ કહ્યું કે આ તો અતિઉતાવળ થાય છે, આ નવું બન્ધારણ માત્ર પરિષદમંડલ સમજે એટલું બસ નથી, આખી પ્રજા તે સમજી શકે એટલી પ્રસિદ્ધિ એટલો સમય આપો. તે પણ સાંભળવામાં ન આવ્યું અને એ બન્ધારણ મંજૂર થઇ ગયું.

અમદાવાદે સન્ધિ કર્યો હતો; ભાવનગરે હુકમ કર્યો હતો; ઓગણીશ કલમી બન્ધારણ ભાવનગરને અવગણીને અમદાવાદે સ્વીકારેલા સિદ્ધાન્તો ઉપર રચાયું હતું. તે પછી આવ્યું આ બન્ધારણ. એમાં શું હતું? સન્ધિ પછી તે ફાટી જઇને હુકમ આવ્યો. તો હુકમ પછી બીજું શું આવી શકે? ધમકી! જુવો ફેબ્રુઆરી ૧૯૨૬ માં થયેલા એ નવા બન્ધારણની કલમ ૫૦ મી. "પરિષદની હવે પછીની કોઇ પણ બેઠક પરત્વે એકઠાં કરવામાં આવેલાં નાણાં અથવા તેનો કોઇ અચત ભાગ સ્થાનિક કારોબારી સભા કે બીજી કોઇ વ્યક્તિના કબ્જામાં હશે તે, અથવા પરિષદની સ્થાપના થઇ ત્યારથી માંડીને અત્યાર સુધીમાં કોઇ પણ વખતે પરિષદે સ્થાપેલી સંસ્થાએ કે સંસ્થાઓએ ભેગાં કરેલાં કોઇ પણ નાણાં, ઊઘરાવવાની, વસૂલ કરવાની, એકઠાં કરવાની કે તેને માટે દાવો કરવાની સત્તા કાર્યવાહક સમિતિને રહેશે."

આ કલમમાં "અથવા" બે વાર છે. પ્હેલા છવીશ શબ્દ (બીજી વારનો "અથવા" ૨૭ મો શબ્દ છે) નડીયાદ પરિષદના કાર્યવાહકોને એ પરિષદ થઇ ગયા પછી ખુંચશે.

સત્તાવીશમા એટલે બીજી વારના “ અથવા ” પછીના શબ્દો સામે મેં વાંધો લીધો. ભંડોળ કમિટિએ ભેગાં કરેલાં નાણાં પરિષદનાં શી રીતે ગણાય, એ સવાલ ઉપર વકીલી ભેજાં ઉપલો આખો ઇતિહાસ જોઇને એકમત થઇ શકે એમ હું માનતો નથી. પરન્તુ મ્હારે મન એ વિચારબિન્દુનું ક્રિયા પરત્વે મહત્ત્વ શૂન્ય છે, કેમકે મ્હારે એ નાણાં કે ચોપડીઓ મ્હારાં નથી અને સોંપી દેવાં છે જ એ સિદ્ધ છે, ૧૯૨૦ ની સાલથી. અને આ વિશે હું ઈ. સ. ૧૯૨૦ થી આજ લગીમાં સ્વપ્ને પણ ફર્યો નથી. સોંપી દઉં એ ક્રિયામાં વ્હેપારવ્યવહારમાં ઘણાને અનુભવ થાય છે તેમ પાછો હું કોરટનો કજિયોખટલો ન વ્હોરું, એ જ મ્હારે મ્હારા મનની શાન્તિ માટે અને મ્હારા વખતની સ્વતંત્રતા જાળવવાને અંગત દૃષ્ટિએ જોવાનું. એટલે ઉપલી કલમમાંના “ તેને માટે દાવો કરવાની સત્તા ” એ શબ્દોની ધમકી સામે મેં વાંધો લીધો. અને વિષય સમિતિએ એ અંશ સુધારવા ઠરાવ્યું. સુધારીને કયા શબ્દો મુકયા છે તે મેં જોયું જ નથી.

આ વિશે રા. રા. કનૈયાલાલ મુનશીએ મુંબાઇ પરિષદ થઇ ગયા પછી પોતે એ પરિષદમાં શું શું કર્યું, કઇ રીતે શા હેતુઓથી, વગેરેની લાહરી “ ગુજરાત ” માસિકના ચૈત્ર ૧૯૮૨ ના અંકમાં હાંકી છે, તેમાં એઓ લખે છે હું રા. રા. કૃષ્ણલાલ ઝવેરીને મળ્યો વગેરે. આમાં એમની સમઝફેર છે. શનિવારે બપોરે ( મુંબાઇ પરિષદને બીજે

દિવસે) મ્હારો એમને ત્યાં જઇને એમની અને રા. બ. રમણભાઇની સાથે જરા વાત કરવા વિચાર હતો ખરો. પરન્તુ હું ગયો જ ન્હોતો. રા. રા. ઝવેરીએ પણ આ શબ્દો સામે વાંધો લીધો, તે એમણે મ્હને સ્વતંત્ર ટેકો આપેલો; અને તે વળી એ કલમનો અંગ્રેજી તરજુમો જે મેં જોયો પણ ન્હોતો તે ટાંકીને. પરિષદમંડલની ચુંટણીઓ વગેરે હકીકત હું મુંબાઇ પરિષદમાં હાજર થવાને જરા વ્હેલો આવેલો ત્યારથી સાંભળતો ગયો, પરિષદમાં નિબંધોનો અને બીજો તાલ જોયો, અને પરિષદવિષયસમિતિમાં જ મેં જે કંઇ જોયું, તથા શનિવારે મોડી રાતે વિષયસમિતિએ કરેલી ચુંટણીનું તે યાદગાર દૃશ્ય જોયું, તે પછી રવિવારે એટલે છેલ્લે દિવસે હું પરિષદમાં પણ હાજર થયો નથી. સર પ્રભાશંકર પટ્ટણીને પરિષદમાં હાજર થવા ખાસ વિનંતિ કરીને જ હું રવિવારે પૂણે ચાલ્યો ગયો.

ભંડોળ કમિટિની થાપણ હતી તે સર લલ્લુભાઇ સામળદાસને વિલાયત જવાનું થતાં તેઓ સિધાવ્યા તે પ્હેલાં અમે બેયે હાથોહાથ સોંપી દીધી છે, અને ચોપડીઓની નકલો વગેરે મિલકત એઓ પાછા પધારે તે પછી જેમ બને તેમ જલદી સોંપી દઇને મુક્ત થઇ જવાનો નિશ્ચય છે તેછે જ.×
અત્યારે મ્હારી એટલી જ ઇચ્છા છે કે આ જરા લાંબા થઇ ગયેલા સટીક વૃત્તાંત ઉપરથી, કે પરિષદ પરિષદ-

× આ પ્રમાણે સર લલ્લુભાઇ વિલાયતથી પાછા ફર્યા તે પછી બનતી ઝડપે કરી પણ ચૂક્યા છિયે.

મંડલ નિમિત્તે, કોઇ પણ ચર્ચા ચાલે, તેમાંથી બનતાં સુધી તો અલગ જ રહેવું. પરિષદની સેવામાં મેં મ્હારો ફાળો મ્હારી શક્તિ ઉપરાંતના માપ છલાછલ ભરીભરીને આપ્યો છે. મ્હારું એ ઋણ ૧૯૦૯ થી આરંભાયેલું મેં અઢાર વર્ષ ભર્યું. હવે પરિષદ પ્રવૃત્તિ મ્હારી કને લેશ પણ માગી શકે નહીં.



## જરાતી સાહિત્ય પરિષદ ક્રમિક પાઠ્ય પુસ્તક-
## માલાની યોજના*.

ગુજરાતી સાહિત્ય પરિષદમંડલે તા. ૨૫ મીને ૨૬
ડેસેંબર ૧૯૨૬ ને રોજ આ કાગળના મથાળામાં
ાવેલી ક્રમિક આઠ પાઠ્ય પુસ્તકોની યોજના ઘડી છે અને
ડલના કાર્યવાહકોએ ) તેને સુધારાવધારા અને સૂચ-
ાને સારુ અમુક માનનીય વ્યક્તિઓને મોકલી આપેલી
પરન્તુ મ્હને લાગે છે કે આ વિષયને કૃતિમાં મુકી દેતાં
ાં તેની જાહેર ચર્ચા થાય તો વધારે સારું અને તેથી
ને આ કાગળ મોકલું છું તે પ્રકટ કરશો એમ આશા
છું. કેટલાક મુદ્દાઓજ સૂચવવાનો મ્હારો ઉદ્દેશ છે.

### મુદ્દો ૧—ઊતારા

માત્ર ઊતારાઓની ચોપડીઓની આ આખી માલા
કર્તાઓનાં જીવન ચરિત, ટિપ્પણ ( એનોટેશન annot-

*ચર્ચાપત્ર: તા. ૧૩-૧-૧૯૨૭ ને રોજ 'ગુજરાતી' અને
ાબન્ધુ' માં પ્રકટ થવાને ટપાલમાં નાંખેલું. બંનેમાં
થયેલું.

જેમ બને તેમ સારું કામ કરીને થોડો પણ નક્કી નફો
વા સાહસિક બુકસેલરો મથે અને એ પ્રમાણે ધંધાની
સિદ્ધ થઈ શકતાં હોય, એવાં કાર્યોમાં ટ્રસ્ટફંડો માથું
તેમાં, લાંબે સરવાળે, દેશહિત નથી; ખોટ આવવાને ભયે કોઈ
ર્ગી હાથમાં ના ઝાલે એવાં સાહિત્યોત્તેજક કાર્યો ઘણાં છે, અને
ડોએ તે પ્હેલાં કરવાં ઘટે.

ation), આદિ આપવામાં આવશે, પરન્તુ એ સર્વ ટિપ્પણને ઠેકાણે અને અતિગૌણ ગણવાનું છે. આવી ચોપડીઓની માલાની ઉપયોગિતા સંકુચિત જ.

## મુદ્દો ૨—કદ અને ગુણ

અને તો આ આઠ ચોપડીઓ મળીને ‘બૃહત્ કાવ્ય-દોહનો’ જેવડાં અઢીથી ત્રણ મોટાં પોથાં જેવડું આને મોટું રૂપ આપવું ઉચિત છે ખરું, એ બીજો સવાલ છે. યોજના જેમ મોટી તેમ તેમાં સરલતા વધારે એવી રીતે કે પસંદગીનાં ધોરણ શિથિલ પણ રહી શકે; જથા તળે ગુણવત્તાનો સવાલ દબાઇ જાય. ગુણવત્તાનાં સ્પષ્ટ અને ઊંચાં ધોરણો દૃઢતાથી પાળીને થોડાં પુસ્તકોની જ યોજના હોય, તે ઘણી વધારે ઉપયોગી અને માર્ગદર્શક નીવડે, તથાપિ એમાં વાંકડું એ નડે એમ છે, કે આપણા માનસની હાલની સ્થિતિમાં એવી માલા ઉપર ટીકા અને ચર્ચાના વર્ષાદ વર્ષે. આવા જોખમને સામી છાતીએ ભેટયા વગર સાચી દેશસેવા નથી એ એક મત: કામ કરી નાંખવું, ગમે તેવું પણ કામ કરવું, કામ કરી બતાવવું, યોજનાસિદ્ધિનો જશ મેળવી લેવો, જેમ યોજના સ્થૂલમાને મોટી તેમ તે પાર ઊતાર્યાનો જશ મોટો, એ બીજું મત.

## મુદ્દો ૩–ક્રમિકતા.

ક્રમ એટલે નીચલી ઇયત્તામાંથી ઉપલીનો ક્રમઃ લોકભોગ્યમાંથી વિદ્વદ્ભોગ્યનો ક્રમઃ બાળક માટે, કિશોર માટે, મોટી ઉંમરના માટે, એવો ઉંમરનો ક્રમઃ વિચારગુંથણી આછી અને ગહન વિચાર કોઇક, એમાંથી ગહન વિચાર વધારે અને વિચાર વણાટ ઘટ્ટ એવો ક્રમ. એવો કોઇ પણ ક્રમ આ "માલા" પાળી શકશે કે કેમ, એ એક સવાલ છે. કામ થતાં પ્હેલાં આગળથી તેની સામે શંકાઓ ઊઠાવવી ઠીક નહીં. પરન્તુ આ 'યોજના' જ એવી છે કે એમાં ક્રમિકતા શી રીતે આવશે, એજ દેખાતું નથી.*

## મુદ્દો ૪–ઊતારાઓનું કદ.

માલાની આગલી ચોપડીઓમાં ન્હાના ન્હાના ઊતારા હોય, દરેક પાઠ ન્હાના હોય, પછીની ચોપડીઓમાં ઊતારાઓની લંબાઇ અનિયમિત તથા દરેક પાઠમાં, દરેક ઊતારામાં, અમુક ઐક્ય જળવાય; જેથી વિષયને શૈલીને અને કર્તાને ન્યાય મળે–એ પ્રમાણે હોય, તો તે પણ એક જાતનો ક્રમ સધાયો ગણાય. પરન્તુ આમાં એ પણ જળવાવા વિશે શંકા રહે છે. કારણ કે પુસ્તક ૧માં ૧૮ કર્તા, પુસ્તક ૮

---

* સ્હેલા કર્તાઓ અને સ્હેલા વિષયો ઉપરના ફકરા ધીરેધીરે ઓછા થતા જાય, એ એક પ્રકારનો જ ક્રમ પળાવો સમ્ભવિત જણાય છે.

માં ૨૪ કર્તા, પુસ્તક ૪ માં ૨૮ કર્તા, પુસ્તક ૬ માં ૨૯ કર્તા એમ ગણાવેલા છે. કર્તાના ગૌરવ પ્રમાણે તેના પાઠ, તેનામાંથી ઊતારા વધારે, એવું કશું સૂચન જ યોજનામાં કોઇ ઠેકાણે જણાતું નથી, તે તો જાણે સમ્પાદકોના ઉપર એટલો જુમ્મો તો રહેવો જોઇએ.

## મુદ્દો ૫–ગદ્ય અને પદ્ય.

(૧) દરેક ચોપડીમાં આશરે અર્ધું ગદ્ય અને અર્ધું પદ્ય અથવા ગદ્યના ઊતારા લાંબા પણ સમ્ભવે, એટલે આશરે બે ભાગે ગદ્ય અને ત્રીજો ભાગ પદ્યનો, એવું કંઈ આ ચોપડીઓનું ડોળિયું સમ્ભવે છે. તો આ માલાની આ એક વિશિષ્ટતા કહેવી પડે, એટલું મોટું આ મુદ્દાનું મહત્ત્વ છે. આ વિશિષ્ટતા આવકારલાયક છે ખરી? ક્રમિક માલામાં આગલી ચોપડીઓમાં પદ્ય ઓછું અને છેલી ચોપડીઓમાં એક ગદ્યની તથા એક પદ્યની એવી યોજના સાદી સમઝને તેમ કેળવણીના અનુભવીઓને એકંદરે વધારે સારી ન લાગે?

( ૨ ) ગદ્ય–(ક) કેટલાંક નાટકોને ગદ્યમાં નાખ્યાં છે, કેટલાંકને પદ્યમાં; (ખ) જીવનચરિતો બહુ ઓછાં લીધાં છે; (ગ) પારસી કર્તાઓ અને લખાણો બહુ જ ઓછાં છે; (ઘ) કેટલીક સારી નવલકથાઓ ભૂલી જવાઇ છે; (ઙ) સાહિત્ય એટલે શુદ્ધ સાહિત્યને જ યોજનાકારો વળગ્યા છે એમ

જણાય છે. સામાન્ય જ્ઞાનના વિષયોનું મહત્ત્વ "પાઠ્ય" પુસ્તકોના "ગદ્ય" વિભાગને માટે કેટલું છે તેનો એમને વિચાર સરખો આવેલો જણાતો નથી; (ચ) શુદ્ધ સાહિત્યની દૃષ્ટિએ થયેલી આ પસંદગીઓમાં પણ કેટલાંક તો અધમ અથવા અત્યન્ત ચર્ચાસ્પદ લખાણોને સ્થાન મળી ગયું છે.

(૩) પદ્ય—કવિ, ઉપકવિ, અપકવિ, બધાના શંભુમેળાથી "પાઠ્ય" પુસ્તકોમાં શો લાભ? ઉલટપક્ષે, અપકવિએ પણ ઉત્તમ કવિતા લખી યે હોય, તો તે શાને ન લેવી? કહેવાની મતલબ એ છે કે "પાઠ્ય" માલામાં "પદ્ય" માં તો સર્વસંગ્રહી ધોરણ ના ચાલેઃ સારી અને ઊંચી કવિતા પસંદ કરેલી છે એમ ગુણવત્તાને વળગીને પસંદગી કાર્યનાં જુમ્મો અને જોખમ સમ્પાદકોએ માથે લેવાં જ પડે.

(૪) વિસ્મરણઃ—મનઃસુખરામ, કૃષ્ણરાવ ભોળાનાથ, ભોગીંદ્રરાવ, ડાહ્યાભાઇ લક્ષ્મણ, કેશવલાલ હરિરામ, જીવરામ લ. દવે, શંકરલાલ માહેશ્વર, આદિ સારાંસારાં નામ રહી ગયાં છે. રવીંદ્ર બાબુના નાટક ચિત્રાંગદાનો તરજુમો ગણાવાયો છે, એ બીજી જાતનું વિસ્મરણ છે.

## મુદ્દો ૬—છટક બારીઓ.

હજી બીજી બાજુ—આ યોજનાની જ-જરા જુવો. ઠરાવ ૧ લાનો પેટા ઠરાવ (૧) એવો છે કે "કૃતિઓનું રૂપ તથા તેમની શૈલી એ બંનેની શિષ્ટતા અને સરસતા

એ કસોટીથી મુખ્યાંશે પસંદગી કરવી." આને પૂરતું વ
અપાશે તો દરેક ચોપડી માટે કર્તાઓની યાદી આપી
તે પણ સમ્પાદકોના હાથમાં માત્ર માર્ગદર્શક બની જ
બહુ તો એ શિવાયના કર્તાઓ ન લેવા, એટલો જ
યાદીઓનો અર્થ રહેશે; યાદીમાંના દરેક કર્તામાંથી થો
તો લેવું એ વાત પણ કદાચ ઊડી જશે. સમ્પાદકોને પોત
માથે જેમ વધારે જવાબદારી તેમ સારું એ મ્હારું મત
પરન્તુ જે તે ધોરણ ચોકખું જોઇએ. સમ્પાદકોને જવાબ
ગણવા જઇયે તો તેઓ યોજના તર્ફ આંગળી ચીંધીને છૂ
પડે; અને યોજના જ બરાબર નહીં તે સમ્પાદકો શું
એમ કહેવા જઇયે તો મંડલ આ પેટા ઠરાવ (૧) બતાવ
ઊમેરે કે સમ્પાદકોએ એમને સોંપી દીધેલા અધિકારનો પૂર
વિશાળ લાભ ન લીધો તેમાં મંડલ શું કરે; એ પ્રમાણે
છટકબારીઓ વગરની યોજના હોવી જોઇએ.

## મુદ્દો ૭–કોપીરાઇટ.

કોપીરાઇટ ચીજો અને ફકરાઓ લેવાય? કો
રાઇટથી સાહિત્ય અને વાઙ્મયની વૃદ્ધિ અને ખીલવટ
એ વાત ગુજરાત હજી સમઝતી નથી.

જ્યોર્જિયન પોયેટ્રી ( Georgean Poetry
ધિ બેસ્ટ શોર્ટ સ્ટોરીઝ ઑફ ધિ ઇયર, ( The Be
Short Stories of the Year ) એવા સંગ્રહો

દાખલા અહીં સામી બાજુએ ધરી શકાશે નહીં. એવા સંગ્રહે 'પાઠ્ય' પુસ્તકો નથી. વળી કર્તાઓ અને પ્રકાશકો મળી પોતાની જુમ્મેદારીએ અને ગુજરાતી સાહિત્યપરિષદ જે મોટા નામના આશ્રય વગર, બ્હાર પાડે એવા સંગ્રહોન સાથે આ યોજનાની સરખામણી કોઇ પણ દૃષ્ટિએ યોગ જણાતી નથી.

## મુદ્દો ૮–ખાનગી સાહસ અને જાહેર ખાતાં

જાહેર ફંડમાંથી અથવા જાહેર ફંડ મેળવીને આપ ગુજરાતી સાહિત્ય પરિષદની મ્હોરછાપ લગાવીને આ પુસ્તકમાલા બ્હાર પડવાથી

(૧) તેને તેનામાં ગુણ ખરેખર હોય તેથી અધિ ગૌરવ મળી જવા સમ્ભવ છે.

(૨) બુકસેલરો કે ખાનગી વ્યકિતઓ પોતાના સાહ થી આવી માલાઓ બ્હાર પાડતાં અટકવા સમ્ભવ છે;

(૩) બે ચાર કે વધારે, જાણીતા અને લાયક માણસે આ કામ માથે ઊપાડવા રાજી હોય તેમની કમિટિનેજ સ્વતંત્રપણે કરવા દેવું, ગુણવત્તાનો બધો જુમ્મો તેમને મા રહે, પરન્તુ તેમની વિગતવાર યોજના મંડલને એકંદ ઉત્તેજવા લાયક જણાય તો તેમને ભારે ખોટ ન જા એટલી મદદ મંડલ તેમને આપે અને મંડલ લેખે અલ રહેઃ– એવી રીતે આવા ( મુખ્યત્વે પસંદગીના ) કાર્ય

ઉત્તેજવાની પદ્ધતિ, સમગ્ર વિચાર કરી જોતાં, ઓછા વાંધ વાળી અને પૂરતી કાર્યસાધક, એ મત–જે મ્હારું મત છે તે–આ યોજનાને અંગે વિચારાયલું છે ખરું ? હજી પ વિચારાશે ખરું ?

આમાં અંગત કે આક્ષેપવાળું રજ માત્ર લખ્યું નથી એવું કોઇને કયાંય લાગી જાય તો તેમણે જાણવું કે મ્હાર આશયને તેઓ નથી સમઝયા. વળી જાહેર બાબતમાં જાહે ચર્ચા આવશ્યક, તેના આરમ્ભ માટે મુદ્દાઓ જ જણાવ્ય છે, દરેક બહુ ટુંકામાં. આશા છે કે આ આખો વિષ જાણકારોને હાથે પૂરતો ચર્ચાવા પામશે; અને એ પ્રમાણે આ કાચી યોજના કેટલી કાચી છે તે કાર્યવાહકોના ધ્યાનમ ઊતરી તેઓ વધારે પુખ્ત યોજના વિચારી કહાડીં પછી જ આગળ વધશે.



•

# પ્રોફેસર ઠાકોરનાં પુસ્તકો વિશે થોડા અભિપ્રાયો

## Indian Administration to the Dawn ( Responsible Government Second Edition Pp. 28) 498. Rs. 6-0-0

*English Historical Review:—*

One of tho most vigorous interesting a original volumes on India. Based on wide rea ing and inspired as a rule with shrewdness i sight and sympathy. An admirable statement the constitutional development. The rapid chan that has passed over the spirit of India is fo cibly summarised.

(From a three-page review by P. E. Robert

*Asiatic Review:—*

The author would seem to have consult and extracted the relevant matter from alm every available work on the subject. A narrati of the highest merit a perusal of which wou be of the very greatest value to any one w intends to take up a career in India, wheth in the Army, or in the Civil Services, or business.

(From a three–page review by P. S. C.)

## The Text of the Sakuntala Rs. 1-8-0

*Dr. Jolly:* 1 quite agree with your remarks as to the restoration of the original text from aesthetic and other internal considerations.

*Dr. L. de la Vallie Poussin:* You follow the right way in studying the recensions.

*Dr. Carpentier:* Very valuable. I think on the whole you are quite right. Only I feel quite sure you will always have to meet a sturdy opposition from scholars to whom the letter is everything and the spirit nothing.

*Dr. G. Morgenstierne:* You have treated a very fascinating question in a happy way.



## પ્રોફેસર ઠાકોરનાં પુસ્તકો વિશે થોડા અભિપ્રાયો.

**ભણકાર** આરોહણ, વિરહ, પ્રેમનો દિવસ, વગેરે
પદ્યકૃતિઓ રૂ. ૨-૦-૦.

**થોડાજ નકલો સિલકમાં છે.**

**સાહિત્યઃ** કવિએ કવિતા અહીં 'બનાવી' નથી પણ કવિતા થઈ છે એવી રીતે તે દીપે છે.

**ચિત્રમય જગતઃ** ઉત્તુંગ મનોવેધક કલ્પનાનું અગાધ સૌંદર્ય.

**ગુજરાતીઃ** કર્તાની કૃતિઓ જેને બુદ્ધિપ્રદેશની કવિતા (intellectnal poetry) કહે છે તે વર્ગની છે.

**હિંમતલાલ અંજારિયા** (સમાલોચક): સંસ્કારપુનિત શુદ્ધ ભાષા, મગજને કાયમનો ખોરાક આપી શકે તેવા ઉત્કૃષ્ટ વિચારો, સુશ્લિષ્ટ મનભર શૈલી, ઉન્નત અને તેજોમયી કલ્પના પાવક અને ઉત્તેજક પ્રેમ,......'સાહિત્ય પ્રવેશિકા' એ એમની ચોપડીમાંથી, પૃ. ૧૮૬): ચિરંજીવ...તેના લેખકને અમર કરવાની...

**ઉગતી જુવાની** સાંસારિક નાટક રૂ. ૧-૧૨-૦

**સાહિત્યઃ** ગુજરાતીમાં વરસ દહાડે એકાદ માર્ગદર્શક ગ્રંથ બહાર પડતો હોય તો સદ્‌ભાગ્ય. અમારા અભિપ્રાય પ્રમાણે ચાલુ હિંદુ વર્ષનો એવો ગ્રંથ આ નાટક છે.

*Voice of India:* Bound to take a very high place in Gujrati literature and would have occupied an equally high place, had it been written in any other language. Its bid for realism is astounding.

**દર્શનિયું** નવલિકાઓનો સંગ્રહ રૂા. ૧-૪-૦

**ગુજરાતી:** અત્યારનાં ઢંગધડા વિનાનાં પાયા કે મૂલ વિનાનાં બીનજવાબદાર લખાણો વાંચી કંટાળી ગયેલા વાચક ઉપર જૂદીજ અસર થાય છે. દરેક વાતમાં લેખકને કહેવાનું છે, તેને સંદેશ છે...'મુકુલ'માં બાલકના જગતનો અચ્છો ચિતાર છે. બાલભાવોનાં સુરખી ને સૌંદર્યની ભભક તેમાં સચવાઇ રહી છે. 'ધરતી છેડો ઘરનો નેડો' એ લાંબી વાત સચોટ "છાપ મારે" તેવી છે. તેના આદર્શ-ઉછળતા નાયકનું ચિત્ર ખરેખર મોહક છે. અને તે આસપાસ ઊભું કરેલું ગામડાનું વાતાવરણ પ્રકૃતિ સૌંદર્યના ચિત્રમાં રવિકિરણ શી શોભા અર્પે છે ત્યારે કલાની છટા નીરાળીજ નીતરી રહે છે. અલબત્ત સર્વથી ચિત્તાકર્ષક અને હૃદયંગમ વાત તો 'દેવી અને યોગીરાજ' છે. પ્રકૃતિ અને ઈશ્વર, સૌંદર્યભાવના અને મેધા પોતાનાં સંયુકત સર્જનો વિશે વાત કરે, અને એ જ સંપૂર્ણ સર્ગવિધાન ઠરે, એ કલ્પના જેટલી માર્દ-વભરી તેટલી જ ભવ્ય છે; ભાષાનું લાલિત્ય પણ તેમાં સર્વોત્કૃષ્ટ છે......

વગેરે વગેરે વગેરે.

